**Nayak Bajaniya**
by Vinu Bamaniya


પ્રથમ આવૃતિ : ૨૦૧૪-૧૫

મુદ્રણાંકન : ભાવસિંગ રાઠવા

મુદ્રણસજ્જા : સંજય રાઠવા

Working Report : 25 - Bhasha Research and Publication Centre : e-book format

Documentation & Research supported by Ministry of Tribal Affairs, Government of India,
Under the scheme of 'Centre of Excellence'

નાયક બજાણિયા સમાજના સાંસ્કૃતિક દસ્તાવેજના
વારસાને પેઢી દર પેઢી સતત આગળ લઈ
ચાલનાર સમાજને અર્પણ...

# પ્રસ્તાવના

ભારત દેશ વિવિધતાઓથી ભરેલો દેશ છે. લોક સંસ્કૃતિ, લોકકલા, લોકવાદ્યો, લોકગીતો, બોલી, ભાષા, પહેરવેશ, સામાજીક વિભિન્નતાઓ, સાંસ્કૃતિક ભિન્નતાઓ, વૈચારિક તેમજ અન્ય ભિન્નતાઓ જોવા મળે છે. મુખ્યત્વે જાતિઓની વિવિધતા ધ્યાન કેન્દ્રિત કરે છે. કેટલીય પ્રકારની જાતિઓમાં કેટલીક એવી જાતિઓ છે. જેનું સાચા અર્થમાં મૂલ્યાંકન થવા પામ્યુ નથી, એવી જાતિઓના પ્રશ્નો, સમસ્યાઓ, રિવાજો, સાંસ્કૃતિક, સામાજીક દરજ્જો, સામાજીક શૈક્ષણિક ઉત્થાન તરફ પણ હજી કોઈનું ધ્યાન દોરાયું નથી. કેટલીક સંસ્થાઓ આ ક્ષેત્રે કાર્યરત હોઈ સારાં પરિણામો મળતા છતાં સરકાર દ્વારા અમલ થવામાં વરસો રાહ જોવી પડે છે. જેના પરિણામે આવી જાતિઓ, જાતિઓના સમૂહને સામાન્ય જનજીવનમાં ભેળવતાં સમય પસાર કરવા સિવાય કાઈ થયું નથી. આ જાતિઓના વિકાસની ખેવના હજી યોજનો દૂર રહી છે. તેજગઢ આદિવાસી અકાદમી તેમજ ભાષા કેન્દ્ર વડોદરાના વરસોના પ્રયાસ અને મહેનતના ફળ રૂપે આજે આવી જાતિઓનું જીવન ધોરણ ઊંચુ આવવાની પુરેપુરી સંભાવનાઓ તકાઈ રહી છે. એક રીતે જે કામ સરકારે કરવાનું હોય એજ કામ આવાં માધ્યમોએ ઉપાડી લેતાં સરકારે તેમાં સુર પુરાવવાની જ જહેમત ઉઠાવવાની તૈયારી દેખાય છે. નાયક સમાજ જેવા અન્ય સમાજોની આધારભૂત માહિતી દ્વારા નિર્મિત્ત થતાં ગ્રંથો, પુસ્તકો, લેખો વગેરે આ ક્ષેત્રે મહત્વનો ભાગ ભજવે છે.

છેલ્લા એક વર્ષથી વિચરતી વિમુક્ત જન જાતિ તેમજ અન્ય અતિ પછાત ગણાતી જાતિઓ અંગેના આ

કામના બહોળા કાર્યક્ષેત્રને પરિણામે ઘણું એવું કાઢું કાઢયું છે ત્યારે નાયક સમાજની જીવનરીતિ, પરંપરા, મૂલ્યો, નૃત્યો, ભવાઈ, નાટકો ગાવા બજાવવાની કલા, રોજિંદુ જીવન, સામાજિક નીતિ નિયમો, તહેવારો, અન્ય વિદ્યાઓ, ગૂઢવિદ્યા, અંગત બોલી, વહેવારો, આ સિવાય અન્ય મહત્વની બાબતોનો 'નાયક સમાજ એક અભ્યાસ'માં શક્ય એટલા મૂળભૂત આધાર પુરાવાઓ, મુલાકાતો, ટેલીફોનીક વાતચીત, સંદર્ભ ગ્રંથ દ્વારા આ પુસ્તકનું નિર્માણ થવા પામ્યું છે. જેમાં ગણેશ દેવી, કાનજીપટેલ, રાજેશ વણકર તેમજ અન્ય સહમિત્રોનો યેનકેન પ્રકારે સહયોગ મળતાં કામની ઝીણવટ પૂર્વક કાળજી લેવામાં આવવા છતાં ક્યાંક કોઈ ક્ષતિ અથવા તો વૈચારિક દોષ જણાય તો એ સુધારવાની તક મળશે.

આ પુસ્તક નેશનલ બુક ટ્રસ્ટ પ્રકાશિત કરી રહ્યું છે ત્યારે આ ક્ષણે એમનો અંતઃ કરણ પૂર્વક આભાર વ્યક્ત કરૂ છું. સતત કામ અને ફરજના બોજ વચ્ચે પણ હૂંફ આપનાર મારી પત્ની શિતલ ચૌહાણ તેમજ પુત્ર ધ્રુવિલ બામણિયાનો પણ ઋણી છું. નાયક સમાજના આગેવાનો ગામે ગામના વડિલો, શિક્ષકમિત્રો, યુવાનો દ્વારા આ કાર્યમાં સહયોગ અને માહિતી પુરી પાડવા બદલ પંચમહાલ અને ખેડા જિલ્લાના નાયક સમાજનો પણ આભાર વ્યક્ત કરું છું.

## સમાજનું નામ

આ સમાજનું નામ નાયક બજાણિયા છે. તેઓ બજાણિયા, બજોણિયા, બજૈયા હે વજૈયા તરીકે ઓળખાય છે. ઉપરોકત આ નામોથી ઓળખાતા નાયક સમાજના લોકો મુખ્યત્વે વસવાયા (વહવાયા) તરીકે / વિવિધ વિસ્તારોમાં વસેલા છે.)

## ભૌગોલિક વિસ્તાર

ખાનપુર તાલુકામાં રાજસ્થાનની હદથી ૧૨ થી ૧૩ કિ.મી. અંદર પંચમહાલ જિલ્લાના બાકોર ગામની આસપાસ નાયક બજાણિયા વસ્તી જોવા મળે છે. જેને નાયક, બજાણીયા, બજોણીયા, વજૈયા, બજૈયા તરીકે લોકો ઓળખે છે. કલેશ્વરીની નાળ કે જયાં શિવરાત્રીનો લોકમેળો યોજાય છે તેની આસપાસનો આ વિસ્તાર છે. નજીકમાં જ મહિસાગર નદી પસાર થાય છે. કડાણા ડેમ પણ આ વિસ્તારથી નજીક આવેલો છે. આસપાસ નાના નાના ડુંગરો આવેલા છે. જંગલખાતા દ્વારા યોગ્ય માવજત થતી ન હોવાના કારણે ડુંગરો વૃક્ષો વિનાના સાવ બોડા છે. જંગલ પરનો અધિકાર આ જાતિએ ગુમાવેલો છે, તેથી જંગલમાંથી નીકળીને બહાર વસ્તીમાં સ્થાયી થવાનો તેઓએ પ્રયાસ કર્યો છે. ગામલોકોએ બતાવેલી જમીનમાં પોતાનો વસવાટ કરવાનો પ્રયત્ન કર્યો છે. ફોરેસ્ટ વિભાગ દ્વારા તેઓને અહીંથી ભગાડવાના અનેકવાર પ્રયત્નો થયા છે. કારણ કે તેઓની પોતાની માલિકીની જમીન ઉપર તેઓનું ઘર નથી. આમ પણ તેઓને ગામ

લોકો દ્વારા વસાવેલા છે. તેઓના ઘર ખડકાળ જમીન પર આવેલા છે. દિવાલો મોટા ભાગે માટીની બનેલી હોય છે. મજબૂત લાકડાંમાંથી થાંભલાઓ વગેરે બનાવવામાં આવે છે. ઘર ઉપર પાંદડા, વિલાયતી નળીયા, દેશી નળીયા વિગેરે ઢાંકીને તેનું ઘર બનાવીને તેઓ વસવાટ કરે છે. તેઓ જે જગ્યા પર રહે છે ત્યાં સપાટ જમીન ખૂબ ઓછી છે તેથી તેઓને પૂરતી મજુરીની જોગવાઇ પણ મળતી નથી. તેઓ જયારે ત્યાં રહેવા આવ્યા ત્યારે સામાન્ય રોજીરોટી મળી શકે એટલી જમીન તેઓને આપવામાં આવી હતી. આ સમય પછી વંશ વધવાના કારણે અને વંશપરંપરાગત તથા ભાઇઓમાં ભાગ પડવાના કારણે તેઓ પાસે પોતાની કહી શકાય તેવી જમીન રહેવા પામી નથી. પરિણામે તેઓનો જીવનનિર્વાહ મોટે ભાગે માગી ખાવામાંથી થઇ રહ્યો છે.

આ ઉપરાંત ખાનપુર વિસ્તારના કારંટા ગામમાં પણ નાયક સમાજની વસ્તી જોવા મળે છે. આ વિસ્તારમાં સપાટ જમીન આવેલી છે. ડુંગરોનું પ્રમાણ ઓછું છે. આ વિસ્તારમાં વસતા મુસ્લીમો દ્વારા ખેતીનો વ્યવસાય હાથ ધરવામાં આવે છે. તેઓના ખેતરોમાં નાયક સમાજ ખેતમજુર તરીકે કામ કરે છે. આ વિસ્તારમાં પણ પરંપરાગત રીતે બંધાયેલા માટીના તથા વૃક્ષોના ઉપયોગથી બનેલા મકાનો જોવા મળે છે. ખેડા જિલ્લાના વિરપુર તાલુકાના કોયડમ ગામની આસપાસનો વિસ્તાર ખડકાળ ડુંગરોથી ઘેરાયેલો છે. અહીં મકાઇ, તુવેર વગેરેની ખેતી થાય છે. જેમાં ખેતમજુર તરીકે નાયક સમાજના લોકો જાય છે. કેટલાક લોકો પગભર થયા છે.

## સૃષ્ટિ સર્જનની કલ્પના

સૃષ્ટિ સર્જનની કલ્પના અંગે નાયક સમાજમાં સ્વતંત્ર કોઇ ખ્યાલ જોવા મળતો નથી. તેઓના અનેક વિસ્તારોમાં વડીલ, વૃદ્ધ વગેરે માણસોમાં સૃષ્ટિસર્જન અંગે સ્વતંત્ર કોઇ મત મળતો નથી. પરંપરાગત રીતે ચાલ્યા આવતા હિન્દુ ધર્મના મતોને તેઓ સમર્થન આપે છે. જેમાં તેઓના જણાવ્યા પ્રમાણે સમગ્ર પૃથ્વી ઉપર જળ તત્વનું પ્રાધાન્ય હતું. જેમાંથી મનુષ્યોની ઉત્પત્તિ થઇ ત્યાર પછી રાજવી પરંપરાઓનો આરંભ થયો. પરંતુ આ તમામ રાજાઓ તથા આજ સુધીની પરંપરાઓમાં માતાજીની કૃપાનું ખૂબ મહત્વ રહ્યું છે. તેઓ દ્વારા જ સર્જન અને વિનાશ શકય બને છે.

## સમાજનો પોતાના ખ્યાલ પ્રમાણેનો ઇતિહાસ

નાયક સમાજનો ઇતિહાસમાં કોઇ ચોકકસ દસ્તાવેજી પુરાવો મળતો નથી. આ સમાજની લોકકથાઓ અને દંતકથાઓના આધારે તેઓના સમાજ વિશેનો ઇતિહાસ નકકી કરી શકાય. આ સમાજનું મૂળ તેઓની દંતકથાના આધારે પાટણમાં જોવા મળે છે. સિદ્ધરાજ જયસિંહના શાસનકાળમાં તેઓનું સ્વયં એક સામાજિક અસ્તિત્વ હતું. જયસિંહ ઉપર ચડાઇ થતાં નગર અને ગામલોકો અસ્તવ્યસ્ત થઇ ગયા. એ સમયે આ કોમના લોકો મંદિરના આશ્રયે ગયા. તેઓ જે મંદિરમાં પ્રવેશ્યા અને જયાં આશરો મળ્યો તે મંદિર વિજયા માતાનું હતું. તેઓએ અહીં પોતાની સંગીતકળા દર્શાવી. તેના કારણે તેઓને માતાજીની આરતી વખતે વાજિંત્રો વગાડવાનું કામ મળ્યું. એ સમયે કળાકાર તરીકે તેઓને વિશિષ્ટ સ્થાન આપવામાં આવ્યું. મુખ્યત્વે

સવાર સાંજની આરતીમાં તેઓને સંગીત પૂરૂ પાડવાનું કામ કરવાનું હતું. તેમને પોતાના સંગીતના આગવા સાધનો લઇને આવવાનું કહેવામાં આવ્યું. ત્યારે તેઓ મુંઝવણમાં મૂકાયા. પરંતુ આ વિચરતી જાતિના માણસોએ કુદરતી ચીજવસ્તુઓમાંથી સંગીતના સાધનોનું સર્જન કર્યું. જંગલમાં શોધતા શોધતા તેઓને ખાખરાના વૃક્ષો ગમ્યાં. ખાખરાના મજબૂત પાન હોય છે. તેથી તેમાંથી ઢોલકીનું સર્જન કર્યું. આ માટે તેઓએ મજબૂત અને પવિત્ર એવા ઝેંઝીના વૃક્ષમાંથી લાકડું પસંદ કર્યું. આ રીતે કુદરતી વસ્તુઓમાંથી ઢોલના સાધનનું સર્જન કર્યું. પરંતુ માત્ર ઢોલ વડે આરતીમાં સંગીત પૂરૂ પાડી શકાય નહી. તેથી તેઓએ હવાના સંયોજન વડે વાગતા સંગીતના મહત્વના કલાકાર તરીકે તેઓની પ્રતિષ્ઠા પ્રાપ્ત થઇ હતી. તેમના સંગીતથી બધા જ પ્રભાવિત થતા હતા. તેઓ મુખ્યત્વે વિજયામાતાના મંદિરના જ સંગીતકારો હતા.

તેઓના સમાજમાં કહેવાતી કથા પ્રમાણે એકવાર તેમના માતાજીને યુદ્ધમાં જવાનું થયું. આ સમયે માતાજીએ હુકમ કર્યો કે તેઓ સજી ધજીને તૈયાર રહે. યુદ્ધમાં સંગીતનું ખૂબ મહત્વ હોય છે. તેથી તેમના માતાજી તેમને યુદ્ધમાં પણ સાથે રાખતા. આજ સમયે તેઓ કોઇ જાહેર સ્થળે સ્નાન કરવા માટે ગયા. આ સમયે બ્રાહ્મણ કે વણિક (એક ગામમાંથી બ્રાહ્મણ અને બીજા ગામમાંથી વણિક એવી માહિતી મળેલ છે.) સમાજના લોકો પણ ત્યાં સ્નાન કરવા માટે આવતા હતા. તેઓ માતાજીના મંદિરના આ પરમભકતોને ઓળખતા હતા તથા તેમના સંગીતથી પણ વાકેફ હતા. આ સમયે બ્રાહ્મણ કે વણિક લોકોને ત્યાં શુભ પ્રસંગ થવાનો હતો. તેથી તેઓએ નાયક સમાજના લોકોને પોતાને ત્યાં આવવા આમંત્રણ આપ્યું. એટલું જ નહી પરંતુ તેઓને સંગીત દ્વારા શુભ પ્રસંગમાં વધારો કરવા માટે પણ વિનંતી કરવામાં આવી. નાયક

સમાજના લોકો સંગીતની થતી કદર જોઇને ખુશ થઇ ગયા અને તેઓ માતાજીના યુદ્ધના પ્રસંગને ભૂલીને પેલા લોકોને ત્યાં સંગીત વગાડવા માટે ગયા. ત્યાં તેમને ભેટ-સોગાદો પણ આપવામાં આવી તેનાથી તેઓને લાલચ અને મોહ જાગ્યો. પેલો શુભ પ્રસંગ પતાવીને તેઓ માતાજી પાસે આવ્યા. ત્યારે વિજયામાતા તેમના આ કામથી અજાણ ન હતા. તેથી તેઓ ઉપર ક્રોધિત થયાં. ફકત માતાજીના મંદિરના સંગીતકારો આ રીતે લોકો વચ્ચે સંગીત વગાડે અને લોભ લાલચમાં આવીને સંગીતની લ્હાણી કરે એ તેમને યોગ્ય લાગ્યું નહી. તેથી મણે નાયક સમાજના લોકોને શ્રાપ આપ્યો કે હવે નાયક સમાજ ઘેર ઘેર વાજા વગાડશે અને ભટકતું જીવન ગુજારશે. કોઇ પણ શુભ પ્રસંગે સૌથી મોખરે તેઓ હશે. પરંતુ ખાવાનું તેઓને સાવ છેલ્લે મળશે. ધન ગમે તેટલું પડશે. પરંતુ હાથમાં રહેશે નહી. આ ઉપરાંત તેઓની માન્યતા પ્રમાણે આજે પણ ગમે તેટલુ સારુ ખાવાનું બનાવે કે કાળજીપૂર્વક બનાવે પરંતુ તેઓના ભોજનમાં થોડુ ઘણું પણ બળી ગયેલું ભોજન નીકળે છે. તેઓની આ માન્યતાનો વિસ્તૃત અર્થ કરીએ તો આજે તેઓ વિવિધ પ્રસંગોમાં ઉચ્ચ વર્ણને ત્યાં વાજિંત્રો વગાડીને પોતાનું ગુજરાન ચલાવે છે. તેઓ એક બે ગામ નહી પરંતુ અનેક ગામોમાં ફરીને વાજિંત્રો વગાડે છે. તેના બદલામાં અનાજ કરીયાણું મેળવીને પોતાનું ગુજરાન ચલાવે છે. તેઓને મળેલા શ્રાપ પ્રમાણે પ્રસંગોમાં તેઓ સૌથી મોખરે સંગીતના સૂર પૂરાવતા જોવા મળે છે. વરરાજાનો વરઘોડો હોય, જાન હોય કે ગોત્રેડો હોય, લગ્નના દરેક પ્રસંગે તેઓ સૌથી પહેલા હોય છે. રજવાડાના સમયમાં રાજાની સવારીની આગળ તેઓ સંગીતના સૂર રેલાવતા જોવા મળતા હતા. કુળદેવીની સ્થાપના કે ઘરનું ખાત મુહૂર્ત, નવરાત્રિ કે દિવાળી વગેરે પ્રસંગોમાં તેઓનું સંગીત મોખરે જ હોય છે. પરંતુ

ભોજનનો સમય થાય છે ત્યારે ગમે તેવુ સારુ ભોજન હોય તેમાં ગામલોકો સગા સંબંધીઓ વગેરે સૌ પ્રથમ જમે છે. ત્યારબાદ વાજાંવાળા, વજૈયા, અથવા તો નાયક બજાણીયા કોમના લોકોને યાદ કરવામાં આવે છે. આ રીતે દરેક શુભ પ્રસંગોમાં ખૂબ જ મહત્વની ભૂમિકા ભજવનારો આ સમાજ સૌથી છેલ્લે રહે છે. તેમની માન્યતા પ્રમાણે વિચરતા જીવન અને સાવ છેલ્લે ભોજન કરવાની પરંપરા અનુસાર તેમનું જીવન વરસોથી ચાલી રહ્યું છે. ગામમાં કે પોતાના વિસ્તારમાં લગ્ન હોય ત્યારે તેઓ લગ્નના કહેણ કહેવામાં, સગાઇમાં, વાજુ વગાડવામાં, ગણેશ સ્થાપના વખતે સંગીત પૂરૂ પાડે અને ત્યાર પછીના લગ્ન સુધીના દિવસોમાં કુટુંબીજનો અને ફળીયામાં વરરાજા કે કન્યાને જમવા માટે બોલાવે ત્યારે સાથે સંગીત પૂરૂ પાડવામાં, વરઘોડામાં આ સમાજના લોકો સૌથી મોખરે ઢોલ, શરણાઇ, વગાડતા વગાડતા ચાલે છે. ડી.જે., બેન્ડ વગેરેના જમાનામાં પણ તેઓનું સ્થાન અનિવાર્ય ગણાય છે. છોકરી પક્ષમાં લગ્ન હોય ત્યારે સામૈયું કરવામાં તેઓનું સ્થાન અનિવાર્ય હોય છે. આ ઉપરાંત લગ્ન પ્રસંગમાં તેમની હાજરી હોય છે. આ તમામ પ્રસંગોમાં તેઓ બધાના જમ્યા પછી છેલ્લે જ જમતા હોય છે. મૃત્યુ પ્રસંગ હોય ત્યારે તેઓને સગાસંબંધીઓમાં જાણ કરવા માટે તથા બેસણું કે લોકોના પ્રસંગોમાં તેઓને બોલાવવામાં આવે છે. બાળકનો જન્મ થાય ત્યારે કોઇપણ પ્રકારની બાધા હોય તો અથવા તો યજમાનની ઇચ્છા હોય તો તેઓને સંગીતના સૂર પૂરાવવા માટે આમંત્રણ આપવામાં આવે છે. ચોમાસામાં કે અન્ય સમયે વાવણીના પ્રસંગોમાં ગામેગામ વધામણી માટે જતા હોય છે. આ ઉપરાંત ખેતીનો પાક લણવાનો હોય ત્યારે પણ તેઓની ફેરી ગામેગામ થતી હોય છે. હોળી, ધુળેટી, દિવાળી, નવરાત્રિ, વગેરે તહેવારોમાં ગામડાઓમાં સંગીત સાથે તેઓ ફરતા જોવા મળે

છે. કોઇ જગ્યાએ કથા રાખવામાં આવી હોય ત્યારે પણ તથા બાધા ઉતારવાની હોય ત્યારે તેઓની હાજરી અનિવાર્ય ગણાય છે. આ રીતે વિવિધ પ્રસંગોમાં નાયક સમાજ પોતાના ઉપલબ્ધ હોય એવા સંગીતના સાધનો સાથે પોતાના નકકી કરેલા વિસ્તારમાં પહોંચી જાય છે. તેના બદલામાં તેઓને નાણાં અથવા દાણા મળે છે. જેનાથી તેઓ પોતાનું ગુજરાન ચલાવે છે. તેમની પાસે આ સિવાય બીજા કોઇ આવકના સાધનો નથી. જેથી આ સમાજે ગીત સંગીત ગાઇ વગાડીને જીવન પૂરૂ કરવું પડે છે. તેઓ પોતાના સમાજને વિજયા માતાના વજૈયા તરીકે ઓળખાવે છે. પહેલા માતાજીના મંદિરના સેવકો હતા. જે હવેથી શ્રાપ મળવાના કારણે લોકોના, લોકસંગીતના સેવકો બન્યા છે. આ રીતે તેઓ પરંપરાગત લોક સંગીતની કળાને નિષ્ઠાપૂર્વક નિભાવી રહ્યા છે. કોઇ પ્રસંગ, અવસર કે તહેવાર હોય ત્યારે ઘેર ઘેર સંગીત વગાડીને તેઓ નોતરૂ આપવા જાય છે. નોતરૂ આપતા પણ કંઇક પુરસ્કાર મેળવે છે. આ સમાજના કેટલાક લોકો રામલીલાના ખેલ પણ ગામડાઓમાં બતાવે છે. રામલીલાનો ખેલ તેમના સમાજની આગવી કળા છે. પરંપરાગત સમયમાં આ ખેલ બતાવવા માટે તેમની પાસે સમય અને માંગ પણ હતી. હાલમાં તેઓ કોઇની બાધા પૂરી કરવા માટે ખેલ બતાવવા માટે જાય છે. સમય બદલાતાં ટી.વી. રેડીયો અને ફિલ્મોનો યુગ આવી જતાં જીવંત દેખાતા દ્રશ્યો હવે બહુ ઓછા માણસો જુએ છે. એવી માન્યતા તેઓ ધરાવે છે. આ ઉપરાંત શિક્ષિત થયેલા લોકો ગામડાઓમાં ખેલ કરવા જતાં શરમ અનુભવે છે. કેટલાંક લોકોએ અન્ય ધંધો વ્યવસાય સ્વીકારી લીધા છે. તો કેટલાક લોકો ખેતી સાથે પણ જોડાયા છે. એકાદ ટકા લોકો નોકરીમાં પણ લાગ્યા છે. આ બધા કારણોસર રામલીલાની પરંપરાગત કળા હવે નામશેષ થઇ રહી હોવાનું જોવા મળે છે.

ખાસ મહત્વની બાબત તો એ છે કે નાયક સમાજના કેટલાક લોકોને બક્ષીપંચ, અનુ.જાતિ કે જનજાતિનો કોઇ લાભ મળતો નથી. તેઓ કોઇપણ કક્ષાએ અરજી કરે તો તેઓને સામાન્ય કક્ષાના ઉમેદવાર તરીકે જ ઉમેદવારી નોંધાવવી પડે છે. શિક્ષણથી વંચિત રહેલો આ વર્ગ સામાજીક, આર્થિક, શૈક્ષણિક સંઘર્ષ કરીને થોડુ ઘણું ભણે ત્યારે સામાન્ય વર્ગના ઉચ્ચ કક્ષાનું શિક્ષણ મેળવેલા ઉમેદવારો સાથે સ્પર્ધામાં ટકી શકતા નથી. પરિણામે આ સમાજને કોઇપણ જગ્યાએ ઉમેદવારી નોંધાવવામાં પણ શોષણના ભોગ બનવું પડે છે.

નાયક સમાજની વર્તમાન હાલત જોઇએ તો પરંપરાગત રીતે ચાલી આવતા ગીત, સંગીત, નાટકના સંસ્કારો હાલમાં નામશેષ થઇ રહ્યા છે. બીજી તરફ તેઓને નોકરી ધંધામાં પણ નિષ્ફળતા મળી રહી છે. પોતાની કળાને વ્યકત કરવા માટે કોઇ ચોકકસ માધ્યમો કે સહયોગ મળતો નથી. પરિણામે તેઓ પછાત જ રહી જવા પામ્યા છે. વળી તેઓ પાસે ખેતી પશુપાલન જેવા સાધનો પણ વરસોથી નથી. પરિણામે નાયક સમાજ આજે દિશાહીન હાલતમાં જ રહ્યો છે.

## જન્મ વિધિ

અન્ય સમાજના રિવાજોની જેમ નાયક સમાજમાં પણ રીવાજોનું આગવું મહત્વ હોય છે. જેમાં જન્મની વિધિ કે રિવાજ પણ અગત્યનો હોય છે. મોટાભાગે આ સમાજમાં બાળકોનો જન્મ ગર્ભ ધારણ પછી નવ માસે કુદરતી રીતે થતો માનવામાં આવે છે. મોટાભાગે બાળકની પ્રસુતિ અનુભવી દાયણ દ્વારા

કરાવવામાં આવે છે. આ સમયે ઘરના અંદરના ભાગે દાયણ સહિત અન્ય સ્ત્રીઓ પણ મદદમાં જોડાય છે. ઉંદરમાં બાળક કેવી હાલતમાં છે ? કેવી રીતે પ્રસુતિ સલામત નીવડે વગેરે નુસખા દાયણ જાણતી હોય છે. અનુભવથી પણ બાળકની સ્થિતિનો ખ્યાલ કળી લેતી દાયણ તેની સલાહ તેમજ સ્થાનિક ઉપાયોથી પ્રસુતિ કરાવે છે. પ્રસુતિ બાદ બધુ સાફસૂફ કરી બાળકને હૂંફાળા ચોખ્ખા પાણીથી નવડાવવામાં આવે છે. સંપૂર્ણ સ્વચ્છ કરવામાં આવે છે. માતાને સ્તનપાન જેવી અનેક બાબતોની માહિતી આપવામાં આવે છે. જન્મજાત બાળકમાં કોઈ રોગનાં લક્ષણો હોય તો ઉપચાર કરવા માટે પણ સલાહ સૂચન અપાય છે. માતા નવજાત બાળકને કુળદેવીએ મર્યાદામાં રહી પગે દ્વારા લગાડે છે. બાધા-માનતા, આખડી હોય તો તે પણ કરવામાં આવે છે. વિધિ પ્રમાણે ધૂપ-લોબાન, કંકુ, અગરબત્તી, ઘીનો દીવો કરવામાં આવે છે. સુવાવડના ખાટલા નીચે દાયણ દ્વારા કાગળ-પેન મુકવામાં આવે છે. છઠ્ઠી પુજન બાદ બ્રાહ્મણ પાસે બાળકની રાશી જોવડાવી નામકરણ કરવામાં આવે છે.

સુવાવડથી ઊઠયા પછી ઝરમર ઝારવવામાં આવે છે. આ વિધિમાં છોકરો હોય તો સોપારી, ધોળુ કાપડ તેમજ ઘીનો દિવો કૂવાના પાણીયારે મુકવામાં આવે છે. છોકરી માટે લાલ કાપડ, સોપારી અને ઘીનો દિવો કૂવાના પાણીયારે મુકવામાં આવે છે. બાળકના જન્મના બારમા દિવસે બાકરા (એક પ્રકારનું બાફેલું ધાન-કઠોળ)નાના છોકરાંઓને ખવડાવવામાં આવે છે. સવા મહિના પછી બાળકને ઘોડીયાની પૂજા કરી વિધિવત્ પારણીયે ઝુલાવી હાલરડાં ગાવામાં આવે છે. નાયક સમાજમાં પણ અન્ય સમાજોની જેમ પોતીકી વિધિઓ રીતિઓ, પરંપરાઓ છે.

### લગ્નની વિધિઓ

પરંપરાગત રીતે થતા લગ્નોમાં વરકન્યાની પસંદગી વડીલો કરતા હતા. કેટલીક જગ્યાએ બાળપણમાં લગ્ન નકકી થઇ જતા. તો કેટલીક જગ્યાએ સગર્ભાવસ્થામાં જ બાળકોને પતિ-પત્ની તરીકે પસંદ કરવામાં આવતા હતા. જેને પેટે ચાંદલા કર્યાનો રિવાજ ગણાતો હતો. સગાઇ વખતે એક રૂપિયો આપવાનો રિવાજ હતો. ત્યારબાદ ગામમાં ગોળ વહેંચવામાં આવતો હતો. મામા-માસી, ફોઇ, કાકા વગેરે લોહીના સંબંધો થતા હોય ત્યાં સગાઇ થઇ શકતી નથી. પરંતુ જયાં કોઇપણ પ્રકારનો સંબંધ નડતો ન હોય ત્યાં જ લગ્ન કરવામાં આવે છે. લગ્ન વખતે વર પક્ષ કન્યા પક્ષને પહેલાના જમાનામાં રૂા. ૫૧/- દાપુ આપતો હતો. અત્યારે રૂા. ૫૦૧/- દાપુ ચાલે છે. લગ્નમાં સગાઇ બાદ મુહૂર્ત કઢાવીને ગણપતિ સ્થાપના કરવામાં આવે છે. ત્યારબાદ છોકરાવાળાનો વરઘોડો થાય છે. છોકરીવાળાને ત્યાં જાન જાય છે. ત્યાં જ સામૈયુ થાય છે. હસ્તમેળાપ અને સપ્તપદીના ફેરા (મોટે ભાગે ચાર ફેરા) શ્લોકો સાથે ગોર દ્વારા ફેરવવામાં આવે છે. ત્યારબાદ વરકન્યાને વિદાય આપવામાં આવે છે. લગ્ન સંસાર બરાબર ન ચાલે તો છૂટાછેડા પણ આપવામાં આવે છે. જેનો વાંક હોય તેને થોડા સમય માટે સમાજ બહાર મૂકવામાં આવે છે. કેટલીક જગ્યાએ જેનો વાંક હોય તેના પતરાળામાં પથ્થરો મૂકવામાં આવે છે. આ રીતે તેને સજા પણ કરવામાં આવે છે.

લગ્નની જાન આવે ત્યારે જાન તોરણે ચડે છે. એ સમયે છોકરીના કાકા ધોતી અને પછેડી લઇને આવે છે. અત્તર અને સુગંધિત દ્રવ્યો વડે જાનનું સ્વાગત કરે છે. આ વિધિને ''પિરોન જાર'' વિધિ તરીકે

ઓળખવામાં આવે છે.

શહેરા તાલુકાના બામણા ગામ પાસે ઝારા ગામ છે. ત્યાં એક કન્યા માટે એક સાથે સાત જાન આવી હતી. છોકરી ધાર્મિક વૃત્તિવાળી હતી. આ ઘટનાથી ભયભીત થઇને ત્યાંથી તે ભાગી ગઇ. બધા તેને પકડવા માટે પાછળ દોડયા. પેલી છોકરી અચાનક જમીનમાં સમાઇ ગઇ. પાછળ દોડેલા સાતેય વરરાજા પણ ત્યાં જ જમીનમાં સમાઇ ગયા. આ જગ્યાએ આજે પણ એ કન્યા અને વરરાજાઓની સમાધિ આવેલી છે. જેને કુવારિકા માતાના મંદિર તરીકે ઓળખવામાં આવે છે. આ સ્થળે ગામ લોકો શ્રદ્ધાપૂર્વક નિયમિત પૂજન કરે છે. લગ્ન સમયે તેઓને પગે લાગે છે.

**મરણ વિધી**

દરેક સમાજની જેમ નાયક સમાજમાં પણ જીવનના વિવિધ પ્રસંગો અવસરો, તહેવારો ઉજવવામાં આવે છે. મરણનો અવસર પણ આ સમાજમાં ઊજવાતો જોવા મળે છે. મૃત્યુ પામનાર વ્યક્તિના મૃત્યુ પ્રસંગે સમાજના આગેવાનો આપોઆપ એકઠા થાય છે. ઘરની અંદર એકઠી થયેલી સ્ત્રીઓ શબ પાછળ કશ્બોઈ (એક પ્રકારનું મરશીયાનું) ગીત ગાય છે. મરનાર વ્યક્તિના પરિવારને સાંત્વન આપે છે. મૃત્યુચિંતન પણ કશ્બોઈના ગીતોમાં વણી લેવાય છે. તમામ લોકો આવી ગયા પછી સ્ત્રીઓ મૃતદેહને ખાટલા પરથી નીચે ઊતારી હિન્દુ વિધિ પ્રમાણે અનુસરે છે. મરી જનાર વ્યક્તિનો દેહને સ્નાન કરાવી અબીલ ગુલાલ, અંતર, કશ્બોઈ વગેરે લગાવી સુગંધિત કરી પવિત્ર કરે છે.

ઘરમાં ચોકો કરી સુવડાવેલ જગ્યાએ પુરૂષો એક પછી એક આવી ફૂલહાર તેમજ કાપડ(કફન) ઓઢાડે છે. ત્યારબાદ મરનારના વારસ સહિત ચાર વ્યક્તિઓ તેને લાકડાની ઠાઠડી ઉપર મુકે છે. તેના ઉપર દોરી વડે મૃતદેહને બાંધવામાં આવે છે. ગામના ઊભા બજારે રામ બોલો ભાઈ રામ નામ જાપ જપી ડાઘુઓ સ્મશાને પહોંચતાં પહેલાં એક વિસામે મૃતદેહ ઉતારી ત્યાર બાદ કાંધ બદલી પુનઃ સ્મશાને પહોંચે છે. સ્મશાને અગ્ની પેટાવી અગ્ની સંસ્કાર કરવામાં આવતો નથી પરંતુ કબર ખોદી નિશ્ચિત દિશામાં માથુ રાખી મૃતદેહ મુકી અંદાજિત મીઠાના ગાંગડા ગોઠવી માટી વાળી દેવામાં આવે છે. કાચી ઈંટો અથવા પથ્થરની કબર ચણી દેવામાં આવે છે. મૃતદેહની કબર ઉપર કાંટા તેમજ ભારે પથ્થરો મુકી દેવામાં આવે છે. જેથી ઘોરખોદીયું જેવા પ્રાણીઓ નુકશાન પહોંચાડે નહીં.

સ્મશાન વિધિ બાદ પુરૂષો ગામતળાવે કે કૂવે આવી સ્નાન કરી કપડાં ધોઈ સ્વચ્છ થાય છે. જ્યારે સ્ત્રીઓ પણ નાહી ધોઈ સ્વચ્છ થઈ ઘરે પરત આવે છે. જો કે પુરૂષોનું મૃત્યુ થાય તો સ્ત્રી વિધવા થતાં તળાવે જ બંગડી ફોડવાની વિધી કરવામાં આવે છે. આ સ્ત્રીઓ કારજ પાણી પત્યા પછી ચાંદી કે અન્ય ધાતુની બંગડી પહેરે છે. તેમજ વિધવાના નિયમોનું ચુસ્ત પાલન કરે છે.

મરનાર વ્યક્તિના મૃત્યુના પાંચમાં દિવસે લોક્તિ રાખવામાં આવે છે. પુરૂષ સ્ત્રીઓ સગાવહાલા ભેગા થાય છે. સ્ત્રીઓ કશ્બોઈ (મરશીયા) ગાય છે. દિવસભર શોક મનાવે છે. આ પાંચ દિવસો દરમ્યાન મરનારના ઘરમાં ચૂલો સળગાવવામાં આવતો નથી. કુટુંબીઓ સગાઓ દ્વારા સવાર સાંજનું રાંધેલું ભોજન પુરૂ પાડવામાં આવે છે. જે ધાન મુખ્યત્વે સાદુ હોય છે. જેમાં મિઠાઈ કે અન્ય મિષ્ટાનો સમાવેશ થતો નથી

હોતો. મરણના દસમા દિવસે સુતકની વિધી રાખવામાં આવે છે. આ વિધિમાં પુરૂષો તેમજ સગાવ્હાલાઓ દાઢી કરાવે છે. વાળ કપાવે છે. નજીકના સબંધીઓ માથે ટકો કરાવે છે. આમ શોક વ્યક્ત કરે છે. ત્યાર બાદ અગીયારમું, બારમું, તેરમુ કરવામાં આવે છે. તેરમાના દિવસે સમાજને જમાડવામાં આવે છે. આ દિવસે જીવની મોક્ષગતિ માટે પ્રાર્થના કરવામાં આવે છે. ગરો બ્રાહ્મણ દ્વારા આ વિધિ કરવામાં આવે છે. જેમાં ઈશ્વરને સ્મરણ કરી પિંડદાન કરવામાં આવે છે. આ વિધિમાં ખાટલો કાઢવામાં આવે છે. ખાટલા ઉપર ચાદર પાથરી વિવિધ ફળો, અનાજ, કઠોળ વગેરે મુકવામાં આવે છે. જે જીવને ધરાવી તેરમાની વિધી પુરી થાય છે. મહીના પછી માસીયો ઉતરાવવામાં આવે છે. વરસ કે વરસ પહેલાં શ્રાદ્ધના દિવસોમાં અંતિમ શ્રાદ્ધ નાખવામાં આવે છે. ચોખામાં દૂધ મિશ્રિત કરી ખીર પકવી રાંધેલી ખીર પડીયામાં ઘરના નળિયા ઉપર નાંખવામાં આવે છે. અને કાગડાઓને બોલાવવામાં આવે છે. કાગડાની વધુ સંખ્યા આ શ્રાધ્ધ ખાવા આવે તો જીવને મોક્ષ જલદી મળશે તેવું માનવામાં આવે છે.

તપેણની તિથિઓ અલગ અલગ હોય છે. મરનારનું પહેલું શ્રાદ્ધ ઘરના/માણસો દ્વારા નાખવામાં આવે છે. જેમાં પુરૂષના મૃત્યુ પ્રસંગે આઠમના રોજ, સ્ત્રી માટે પાંચમના રોજ તેમજ નાના બાળકોનું છઠના રોજ શ્રાધ્ધ નાંખવામાં આવે છે. મોટા ભાગની આ વિધિઓ અન્ય સમાજની સરખામણીએ મળતી આવે છે. જો કે સારા નરસા પ્રસંગે આ સમાજના લોકો તેમની કુળદેવીને અંતઃ કરણથી ચોક્કસ યાદ કરે છે. વિવિધ વિધિઓમાં આ સમાજ સંયમ અને શિસ્તનું પાલન કરતો જોવા મળે છે.

## દેવદેવીઓનો ખ્યાલ

નાયક સમાજનો આરંભ વિજયા માતાની સેવામાં સંગીત પૂરૂ પાડવામાંથી થયો હતો. તેઓના મુખ્ય દેવી તરીકે વિજયામાતા ગણાય છે. પોતાને વિજયા માતાના વજૈયા તરીકે તેઓ ગણે છે. વિજયા માતા દ્વારા મળેલા શ્રાપને કારણે તેઓ માને છે કે આજે પણ તેઓ તેમના મોકલેલા સેવકો છે. તેમણે આપેલો ધર્મ તેઓ બજાવી રહ્યા છે. તેઓ વિજયા માતાનું મૂળ સ્થાનક શોધી રહ્યા છે. તેમના એ માતાજીનો ફોટો કે આકાર તેમના પૂર્વજો વરસોથી શોધે છે પરંતુ તે મળતો નથી. તેમનું કોઇ મંદિર અત્યાર સુધી અસ્તિત્વમાં નથી. કયાંક હશે તો તે અંગે તેઓ અજાણ છે. વિરપુર તાલુકાના કોયડમ ગામમાં વિજયામાતાનું એક મંદિર તાજેતરમાં તેઓએ બનાવ્યું છે. ખાનપુર તાલુકાના બાકોર ગામમાં મંદિરની રચના કરવાની શરૂઆત થયેલ છે. જો કે આ સમાજ નવરાત્રીના સમયે ગામખેડાની માતા ફુલબઇ જોગણીને દર વર્ષે વાજતે ગાજતે ભૂંગળના નાદે ધજા ચડાવે છે. ધજા ચડાવવાનો હક પણ આ સમાજને હોય છે. અન્ય સમાજ ધજા ચડાવી શકતો નથી. અન્ય સમાજ દ્વારા ગામછેડાની માતાને બાધા આખડીની ધજા ચડાવવામાં આવે તો તેને કેટલાક અસંમતિ ધરાવતા લોકો દ્વારા ઉતારી લેવામાં આવે છે. આ ઉપરાંત અન્ય લૌકિક માતાઓ, શિકોતર માતા, વહાણવટી માતા, સધી માતા, ઘરની માતાઓની પણ પૂજાવિધિ કરતા જોવા મળે છે. તેઓ ગામમાં ઘરમાં, સીમમાં વગેરે સ્થળોએ અવસર પ્રસંગે તેમજ તહેવારોમાં માતાજીનો દિવો પ્રગટાવે છે. આ દિવામાં માતાજીનો વાસ હોવાનું તેઓ માને છે. તેઓ માતાજીના નાના નાના દેરા પણ બનાવે

છે. સવાર સાંજ ઘીનો કે તેલનો દિવો કરે છે. તેનાથી બધા રોગો નાશ પામે, શત્રુઓ નડે નહીં, તથા વિઘ્નો આવે નહીં એવું તેઓ માને છે.

કોઇપણ ગામમાં તેઓ ખેલ કરવા જાય ત્યારે માતાજીની અખંડ જયોત પ્રજવલિત રાખે છે. ગામમાં કોઇપણ માણસને શારિરીક, માનસિક કે કુદરતી તકલીફ હોય ત્યારે તેઓ માતાજીને શ્રદ્ધાથી વિનંતી કરીને તેની તકલીફો દૂર કરી આપે છે.

## રોટી વહેવાર, ખાનપાન, આહાર-વિહાર સંબંધી માન્યતાઓ

તહેવારોમાં તેઓ પટેલ, સુથાર, વાણિયા, બ્રાહ્મણ વગેરે જ્ઞાતિના લોકોને ત્યાંથી સરપાવરૂપે મળેલુ જમવાનું લાવીને ખાય છે. આ ઉપરાંત ફળિયામાં પણ એકબીજાને ત્યાં ખાઇ શકે છે. ખોરાકમાં મુખ્યત્વે તુવેર, મગ, અડદ, વગેરેની દાળ, ચોખાના ભાત, મકાઇ, તુવેર, બાજરો વગેરેના રોટલા રોટલી બનાવે છે. વારે તહેવારે શિરો, ભજીયા, પૂરી વિગેરે પણ બનાવે છે. કેટલાક લોકો માંસાહાર પણ કરે છે. માંસાહારમાં બકરાં, મરઘાં જેવા પાલતુ પ્રાણીઓનો પણ આહાર તરીકે ઉપયોગમાં લે છે. મરઘીનાં ઇંડાને બાફીને તથા તળીને ખાય છે. મોટા ભાગે આ આહાર આર્થિક રીતે પછાત પરિવારોમાં વધુ ખવાતો જણાય છે. આ પ્રકારનો ખોરાક ખાનારાઓ પ્રત્યે ધાર્મિક રીતે તેઓને અયોગ્ય પણ ગણવામાં આવે છે. આ સમાજના કેટલાક પુરૂષો આખો દિવસ મહેનત મજુરી કરતા હોઇ થાક દૂર કરવા દેશી વિદેશી દારૂ પીતા જોવા મળે છે. આ ઉપરાંત વિવાહ વખતે પણ બકરો કાપવાનો અને દારૂ પીવાનો નિયમ એક સમયે હતો.

લોકો શિક્ષિત થયા પછી આ પ્રકારનો રિવાજ ધીરે ધીરે બંધ થઇ રહ્યો છે. આ ઉપરાંત બેસતા વર્ષની સવારે ઘરમાંથી કચરો કાઢીને માટીના વાસણો વગાડતા વગાડતા ગામ બહાર જવાનો રિવાજ પણ હતો. જેને હોલો કાઢવાનો રિવાજ કહેવામાં આવે છે.

**ખેતી સંબંધી વિધિ**

આ સમાજ વિચરતી જાતિનો હોવાથી તેમની પાસે પોતાની કહી શકાય તેવી કોઇ જમીન જાયદાદ હોતી નથી. કેટલાંક લોકો ભાગમાં જમીન ખેડે અથવા ખેતમજૂરી પણ કરે, વાવણી સમયે તેઓ સારું ચોઘડીયુ અને મુહૂર્ત જુએ છે અને લણતાં પહેલા ખેતરમાં દિવો, અગરબત્તી કરી શ્રીફળ વધેરે છે. તાજુ ધાન માતાજીના સ્થાનકે મૂકે છે. ત્યાર પછી જ ખળામાંથી અનાજ ઘરે લાવે છે.

**પ્રજનન સંબંધી માન્યતાઓ**

આ સમાજમાં પ્રજનન વિશે કોઇ ચોકકસ માન્યતાઓ કે પરંપરાઓ જોવા મળતી નથી. પરંતુ ઋતુકાળમાં આવેલી સ્ત્રીને ચાર-પાંચ દિવસ તેમજ પ્રસૂતિવાળી સ્ત્રીને સવા માસ સુધી ઘરથી અલગ વ્યવહાર રાખવામાં આવે છે. આ સમય દરમ્યાન તે સ્ત્રીઓનું રહેવાનું, જમવાનું, નહાવાનું, ધોવાનું વગેરે અલગ રખાય છે. તેનો સ્પર્શ પણ કોઇ કરતું નથી. આવી સ્ત્રીઓને મંદિરમાં પ્રવેશવા દેવામાં આવતી નથી. સારા પ્રસંગોમાં પણ હાજરી આપવામાં આવતી નથી. દૂર બેસીને તેઓ દર્શન કરી શકે છે. અંતરથી પ્રાર્થના કરી માતાજીની આરાધના પોતાના કુટુંબ, સમાજ કે સંતાનો માટે કરી શકે છે.

**ગૂઢવિદ્યા**

મોટે ભાગે આ સમાજમાં પૂજાપાઠ, ઉપવાસ, પારાયણ, ગુરૂપૂજન વગેરે પરંપરાઓ ચાલે છે. તેઓ પોતાના માતાજી ઉપર જ મુખ્યત્વે શ્રદ્ધા ધરાવે છે. ખેલ કરવા જાય ત્યાંથી પાછા આવતા સુધી જે અખંડ દિવો ચાલે એમાં શ્રદ્ધા રાખીને બધા વિધી વિધાનો કરે છે. આ સમાજના કેટલાક લોકો ભૂત, પ્રેત, ડાકણ વગેરે વિજયા માતાનું સ્મરણ કરવા માત્રથી ભાગી જાય તેવી માન્યતા ધરાવે છે. જૂના જમાનામાં કેટલાક લોકો વન્ય ઔષધિઓના જાણકાર હતા. દવાખાનાઓ આવતા અને ઔષધિઓની આડ અસરોનો ડર લાગતા આ પ્રકારનું જ્ઞાન ધીરે ધીરે ઓછું થયેલ જોવા મળે છે.

આ સમાજમાં કેટલાક શિક્ષિત ભૂવા, જાગરીયા પણ જોવા મળે છે. જેમાં ચોખ્ખી વિદ્યા અને મેલી વિદ્યાના જાણકારો પણ જોવા મળે છે. ચોખી વિદ્યામાં માતાજીની આરાધનાથી બિમાર વ્યકિતને મંત્રેલા ચોખા, નાળીયેર, નાડાછડી આપતા બિમારી દૂર કરવામાં આવતી હતી. આ વિધિમાં વિજયામાતા, સધી માતાનું આહવાન કરવામાં આવતું જે જાણકાર ભૂવાને જ આ વિધિની ખબર હોય છે. આ વિધિમાં હવન દ્વારા પણ માતાજીનું આહ્વાન થતું. હવનિયુ અથવા તો મોરસમાં તેલ મિશ્રિત કરી દેશી નળીયામાં ધૂપ કરવામાં આવતો. તેની સુગંધથી વાતાવરણ એકરસ થતાં બિમાર વ્યકિતમાં માતાજી પ્રત્યે આસ્થા વધી જતી. આમ ભૂતપ્રેત વગેરે દૂર કરવામાં આવતા.

જયારે મેલી વિદ્યામાં માંડલુ માંડવામાં આવતુ હતું. જેમાં વિધિ દરમ્યાન વિવિધ વસ્તુઓ, નાળીયેર,

ચોખા, અગરબત્તી, ધૂપ, લીંબુની ફાડમાં પૂરેલ કંકુવાળુ ચીરેલ લીંબુ, ચુંદડી, બલી માટે કુંવારી પાક (વેતરે નહી આવેલ બકરી), મરઘી, કેશરીયાળા મરઘાને પ્રાધાન્ય અપાતુ. ભૂવા દ્વારા ભૂતપ્રેત વળગેલ વ્યકિત ઉપર આ વિધી કરવામાં આવતી. વિધીમાં માતાજીનું આહ્વાન બડવાના ગીતો, ગાયત્રી સહિત કરવામાં આવતી હતી. આ ગીતોમાં

''છોરી તને ચ્યાં ચ્યાં રે વિતે રે ભૂરી મારી પાંમરી'' કે

''નાગર નાગરની દવાઇ રે નાગર નાવલીયા''

જેવાં ગીતો બડવા સહિત ધૂણતા ધૂણતા ગવાતા. વિધિ પૂરી થયે માંડલુ ઉતારીને ચાર રસ્તા કે મશાણે મૂકવામાં આવતું હતું. જયાં કુવારીપાક કે મરઘી, મરઘાનો બલી આપવામાં આવતો હતો. ઘણીવાર વિધી પૂરી થતાં પહેલા જ બલીમાં પરાતાં પશુપક્ષીનો અચાનક જ પ્રાણ ઊડી જતો. જે ભોગ ભૂત-પ્રેત લઇ લેતાં એવું મનાતુ હતું. આ લખનારે પણ નજરોનજર જોયેલું છે. ઘણીવાર શિકોતર, ચુડેલ, જોગણી જેવી ભયંકર વસ્તુને કાઢવા માટે ગામખેડાની માતાનું આહવાન કરવામાં આવતુ હતું. માંડલાની વિધીમાં ભૂવો કે માતાજીનો ગોલ્લો પોતાની જીભને ચપ્પાથી વાઢ કરી માતાજીને ખૂનનો બલી ચઢાવાતો. ત્યારબાદ બડવાની જીભ હતી એવી થઇ જતાં વળગાડ ધરાવતી વ્યકિતના ઘર પરિવારમાં આશ્ચર્ય પણ સર્જાતુ. જો કે આ વિધિ અઘરી પણ હોય છે. ભૂત-પ્રેત ભારે તાકાતવાન હોય છે. કયારેક બડવાની જાનને પણ જોખમ રહે છે. ઘણીવાર આવી વિધી કાળીચૌદશના દિવસે કરવામાં આવે છે. વિધીના અંતે કાળી મરઘી કે બકરાના કલેજાનું હવન પણ કરવામાં આવે છે. જેથી ભૂત-પ્રેત સંતુષ્ટ થઇ બિમાર વ્યકિતનું ખોળીયુ છોડી દે છે.

વ્યકિત સાજો નરવો બની જાય છે.

બડવાની મેલી વિદ્યામાં વીરના વળગાળને દૂર કરવા, ઝોંપડી નામે ભૂત-પ્રેતને દૂર કરવા મેલા પિયાલા પીવામાં આવે છે. અખતનો પિયાલો, રગતનો પિયાલો, બડવા જાતે પહેલાના જમાનામાં પીતા હતા. જેથી ભૂત-પ્રેત ભાગી જતા હોવાનું મનાય છે. ભૂત-પ્રેતમાં નાના બાળકો અવગતિએ જાય ત્યારે એ પ્રેત બને છે. જેને વીર તરીકે ઓળખવામાં આવે છે. જેમાં મુખ્યત્વે, બરતનીયો વીર, ગરતનીયો વીર, દુધમલીયો વીર કહેવાય છે. આ વીરોને વ્યકિતના શરીરથી દૂર કરવા બડવાને નેવાનાં પાણી મોભે ચડે છે.

મંત્રનો જાણકાર બડવો મંત્ર દ્વારા પણ પ્રેત યોનિને દૂર કરે છે. મંત્રો દેશી બોલીમાં જ ન સમજાય તેવી ભાષામાં બડવો ઉચ્ચાર કરે છે. જો કે આ સમાજમાં મેલી વિદ્યા કે ચોખી વિદ્યાના જાણકારો ગામદીઠ જવલ્લે જ એકાદ વ્યકિત હોય છે. જે આ વિધિ દ્વારા જીવન નિર્વાહ ચલાવી લોકસેવાનું કામ કરે છે. શ્રદ્ધાળુઓને તેનો સીધો ફાયદો પણ થાય છે એમ માને છે. જો કે શ્રદ્ધાળુઓ માંડલા વિધિથી દૂર રહે છે. તેની જગ્યાએ માતાજીનો ચોખ્ખો કોરો ગરબો કઢાવી ભૂતપ્રેતથી મુકિત મેળવે છે. મંત્રોમાં મુખ્યત્વે હનુમાન, બળિયાદેવ, મહાકાળી, ચામુંડા, મેલડી વગેરે માતાજીનું સ્મરણ કરી મંત્રજાપ કરવામાં આવે છે. જેમ કે ચોખી વિદ્યાના હનુમાન મંત્ર :-

ઓમ નમો હનુમાન, પહેલવાન,
હાથમે ગદા મુખમેં રામ,
જહાં સમરૂ ત્હાં પહેલવાન....

ચામુંડા મંત્ર :- ૐ નમો ચામુંડાય નમઃ વગેરે હોય છે.

આ સમાજમાં વિવિધ કાર્યક્રમો ભવાઇ દરમ્યાન જાદુના ખેલ બતાવવામાં આવે છે. જે મોટે ભાગે હાથચાલાકી હોય છે. જેનો ઉપયોગ આ સમાજના ભવાઇ કલાકારો રોજગારી મેળવવા કરતા હોય છે. જેમાં જીભ ઉપર છરી જેવા તિક્ષણ હથિયારથી કાપ મૂકવો, અન્નનળીની ઉપરની ચામડી ઉપર ધારદાર સળીયો આરપાસ ખોસીને કાઢવો વગેરે મુખ્યત્વે હોય છે. આ ઉપરાંત હાથ કરામતના જાદુમાં ભવાઇ કલાકારોમાંથી એક વ્યકિત વેશ પરિધાન સજીને લોકો વચ્ચે ચોરામાં આવે છે. તેના માથા ઉપર માત્ર એક ગ્લાસ હોય છે. જે ઊંધો મૂકવામાં આવે છે તેના ઉપર ક્રમાનુસાર એક બેડા ઉપર બીજુ બેડુ એમ આશરે સાત જેટલા બેડા મૂકી જાદુનો ખેલ કરવામાં આવે છે. જે લોકોમાં આકર્ષણનું કેન્દ્ર બને છે.

આ સમાજમાં વ્રત અનુષ્ઠાન વગેરે પણ સ્થાન ધરાવે છે. સમાજના કેટલાક લોકો નવરાત્રિના દિવસોમાં ઉપવાસ કરે છે. કેટલાક લોકો અગિયારસ, પૂનમ, ચોથ આદિ તહેવારોમાં નકોરડા કે એકટાણા ઉપવાસ કરે છે. ઉપવાસ દરમ્યાન પવિત્ર રહે છે. સ્ત્રી સંસર્ગથી દૂર રહે છે. કેટલાક માતાજીના ઉપાસકો ભકિતભાવમાં પરોવાતા જીવનના અમુક તબકકે પત્નીને બહેન માની માતાજીની સેવા કરે છે. આ સમયે સ્ત્રીઓ પણ બ્રહ્મચર્યનું પાલન કરે છે. માતાજીની સેવા યાચનામાં પતિ-પત્ની પણ એકબીજાને વ્રત ઉપવાસમાં પૂર્ણ સહયોગ આપે છે. તેમના સંતાનો પણ આ વિધી વિધાનમાં સહયોગ આપે છે.

નાયક સમાજમાં સંસ્કારોની પણ અગત્યની ભૂમિકા જોવા મળે છે. કલાકારોમાં એક ચુસ્ત, સભ્યતા,

સંસ્કાર જોવા મળે છે. ભવાઇ દરમ્યાન વિવિધ વેશોમાં આ સમાજના કલાકારો સૌંદર્યની પરાકાષ્ઠાએ હોય છે. એટલે લોક જનસમૂહ અભિભૂત થાય છે. કેટલીકવાર પ્રેક્ષકગણમાંથી સ્ત્રીઓ પણ આવા કલાકારો પ્રત્યે આકર્ષાય છે. કલાકારો પોતાના નીતિ નિયમો સંસ્કારોને જડબેસલાક વળગી રહે છે. કોઇપણ સ્ત્રી કે દિકરીઓ પ્રત્યે કયારેય કુદૃષ્ટિ કરતા નથી. જે તે ગામમાં પણ ઘર સમાજની સ્ત્રીઓ પ્રત્યે પણ બહેન દિકરીનો સંબંધ જાળવે છે. એ જ રીતે ખેલ દરમ્યાન પણ જે તે ગામની સ્ત્રીઓને બહેન દીકરી તરીકે જ વર્તે છે. ભૂલે ચૂકે આવું પગલું એટલે કોઇ કલાકાર કે સ્ત્રી કે દીકરી પ્રત્યે ખરાબ નજરે જુએ અથવા તો કોઇ ખરાબ પગલુ ભરે તો જે તે વ્યકિતને ઘણુ બધુ સહન કરવું પડે છે. ધંધા પર અસર પડે છે. માતાજી પણ તેમના ઉપર કોપાયમાન થાય છે. એવું આ સમાજના લોકોનું માનવું હોય છે. આમ સમાજ કે કલા પ્રસ્તુત વેળાના ગામની સ્ત્રીઓને બહેન માનવામાં આવે છે.

**વારસાઈ**

નાયક સમાજનો પરંપરાગત વ્યવસાય ખેલ કરવાનો, ગામેગામ ભિક્ષા માગવાનો, અવસર પ્રસંગે ઢોલ વગાડવાનો છે. આ સમાજમાં આ વ્યવસાયની પરંપરાગત વારસાઈ મળે છે. જેમાં ભાઈઓમાં ભાગ પાડવામાં આવતા નથી. પરંતુ જ્યારે વધારે પ્રમાણમાં ગામમાં વસ્તી વધે ત્યારે કેટલાક ગામો વિસ્તાર પ્રમાણે વહેંચી લેવામાં આવે છે અને તેની વહેંચણી ચિઠ્ઠી નાખીને કરવામાં આવે છે. ઓછામાં ઓછા પચાસેક ગામ જેતે નાયક કુટુંબ પાસે રહે છે. પરંતુ તેઓ સાથે મળીને પોતપોતાની ભવાઈ મંડળીઓ દ્વારા

ગામેગામ ખેલ કરે છે. ભીક્ષા માગવા માટે જાય છે. આ સમાજમાં કોઈ વ્યક્તિ પાસે કોઈપણ પ્રકારની મિલક્ત હોય તો તે મિલકતની વહેંચણી ભાઈઓમાં સરખા ભાગે કરવામાં આવે છે. નાના ભાઈ પાસે મા-બાપ રહેતા હોવાથી તેને ભાગે થોડી વધારે મિલક્ત આપવામાં આવે છે. તેનું તેમાંથી કમાઈને મા-બાપનું પુરૂ કરે છે. કળાના ક્ષેત્રમાં થતી વહેંચણી તદ્દન મૌખિક રીતે હોય છે પરંતુ તેઓ કામ તો સમુહમાં કરતા હોય છે. મિલક્તની વહેંચણીમાં સામાન્ય સમાજની જેમ વહેંચણી થતી હોય છે. મોટાભાગે વારસાઈમાં મળેલા ગામોમાંથી જ પોતાના કુટુંબનું ભરણપોષણ કરવાનું હોવાથી આ સમાજ મોટે ભાગે પરોપજીવી સમાજ છે.

**કરાર / બોલી / કબુલાત**

નાયક સમાજનું કામ મુખ્યત્વે ગામેગામ ફરીને ખેલ બતાવવાનું અથવા તો ભિક્ષા માગવાનું હોય છે. આ રીતે ફરનારો સમાજ પોતાને વારસામાં મળેલો વિસ્તાર પસંદ કરે છે અને તેમાંથી મળતી આવકમાંથી પોતાનું ગુજરાન ચલાવે છે. મૌખિક રીતે જ આ વિસ્તાર આપવામાં આવ્યો હોવાથી અન્ય નાયકો આ વિસ્તારમાં પ્રવેશતા નથી.

કોઇપણ પ્રકારનો વિવાદ થાય ત્યારે તેનું સમાધાન સમાજના માણસો ભેગા થઇને કરે છે. ગુનેગાર

જણાતા માણસને યોગ્ય આર્થિક સજા કરવામાં આવે છે. આ સમાજ પાસે પશુઓ કે જમીન જેવી મિલકત હોતી નથી. તેથી તેઓ આ પ્રકારની વહેંચણી કે વિવાદમાં ફસાતા નથી. બહુ પત્નીત્વ પ્રથા આ સમાજમાં જોવા મળતી નથી. સંતાનનો જન્મ આનંદનો પ્રસંગ ગણાય છે. કન્યા આપવામાં કે લેવામાં સાટા પ્રથામાં તેઓ માનતાં નથી. લગ્ન પૂર્વેના જાતિ સંબંધોને તેઓ અવૈધિક સંબંધો ગણે છે. પાણી, જંગલ, જમીન વગેરેના વપરાશ અંગે આ સમાજમાં કોઇ ચોકકસ નિયમો હોતા નથી.

આ રીતે બોલી / કરાર / કે કબુલાતમાં આ સમાજ બહુ ઓછા નિતિ નિયમોને માને છે અને મોટા ભાગે મૌખિક પરંપરાને જાળવે છે.

## સમાજનું પંચ અને કાનૂન

નાયક સમાજનો ફેલાવો ગુજરાત ભરમાં છે. તેથી સમાજની જે તે ભૌગોલિક પરિસ્થિતિ, આર્થિક પરિસ્થિતિ અને સાંસ્કૃતિક પરિસ્થિતિ પ્રમાણે દરેક વિસ્તારમાં અલગ અલગ કાનૂન રચાયેલા હોય છે. પહેલાના જમાનામાં લગ્ન વખતે કન્યા પક્ષને વરપક્ષ વાળા રૂા. ૫૧/- દાપુ આપતા હતા. જે અત્યારે રૂા. ૫૦૧/- સુધી પહોંચેલ છે. કેટલીક જગ્યાએ ચાર-પાંચ હજાર સુધી લેતા જોવા મળે છે. સમાજનું પંચ કે બંધારણ ખાનગીમાં તોડવામાં પણ આવે છે. જયારે જાહેરમાં થતી લેવડ-દેવડ વરસોની પરંપરાને આધારે ચાલે છે. આર્થિક પરિસ્થિતિ અને વિકાસ પ્રમાણે કેટલાક ફેરફારો થાય છે. સમાજના બંધારણની બહાર જાહેરમાં કોઇ જતુ નથી. જાય છે તો તેને સજા પણ કરવામાં આવે છે. સમાજના કાનૂન પ્રમાણે છૂટાછેડામાં

કે બીજા કોઇ ઉલ્લંઘનમાં તેનો ભંગ કરનાર વ્યકિતને થોડો સમય સમાજ બહાર મૂકવામાં આવે, જાહેર ભોજન અથવા રોટી-બેટીના વ્યવહારમાં તેની સાથે ભેદભાવ રાખવામાં આવે છે. એવી સામાન્ય સજા કરવામાં આવે છે. આ સમાજમાં પાંચ કે પચાસ રૂપિયા કોઇપણ સામાજીક વ્યવહાર કે બંધારણના નિયમ મુજબ આપવાના થાય ત્યારે ઘેર ઘેર ફરીને માગીને, ભેગા કરીને આપવાના થાય છે. આ રીતે આ સમાજ મોટા ભાગે પોતાનો પંચ કે કાનૂન ચોકકસ રીતે નિભાવે છે.

**સમાજની ભાષા**

નાયક સમાજના લોકો ખાનપુર, બાકોર, ગોધરા, કોયડમ, જેતપુર, ઘોઘાવાડા, ચરોતર, પાટણ, કચ્છ, સૌરાષ્ટ્ર વગેરે વિસ્તારોમાં વસે છે. જાહેર વ્યવહારોમાં આ લોકો જે પ્રદેશમાં રહેતા હોય તે પ્રદેશની બોલીનો ઉપયોગ કરે છે. ગાયન, વાદન, ખેલ, ભવાઇ, લગ્ન, મરણ વગેરે પ્રસંગોમાં પણ જે તે પ્રદેશની બોલીનો ઉપયોગ કરે છે. પરંતુ જયારે પોતાના સમાજના અંગત માણસો મળ્યા હોય ત્યારે તેઓ પોતાની આગવી બોલીનો ઉપયોગ કરે છે. આ બોલીનું નામ ''પારસી'' બોલી છે. આ બોલી દરેક વિસ્તાર કે પ્રદેશમાં એક જ પ્રકારની જોવા મળે છે. જેમાં વસ્તુ, વ્યવહાર, ક્રિયાપદો, રૂઢિપ્રયોગો, કહેવતો, વગેરે એમની આગવી બોલીમાં જ હોય છે જેમ કે

| | | | |
|---|---|---|---|
| નડિયો | દારૂ | પાંખલુ | મરઘુ |
| મઢિયો | છોકરો | માઢણી | છોકરી |

| | | | |
|---|---|---|---|
| બેલ્યો | આયો | ખંટયો | ગયો |
| નિરખુ | પાણી | નેંઘાણ | જમવુ, ખાવુ |
| લખરી ગ્યો | મરી ગયો. | | |

ઉપરોકત ઉદાહરણો પ્રમાણે શબ્દોની ભાષા પોતાની આગવી હોય છે. તે જ ભાષામાં તેઓ અંગત વાત કરતા જોવા મળે છે. સામૂહિક મેળાવડામાં મોટી ઉંમરના માણસો આખેઆખી વાત આ ભાષામાં કરતા હોય છે. જે ગુપ્ત ભાષા ગણાય છે.

**હુન્નર, કલા (આવડત)**

નાયક સમાજ વિજયા માતાની આરતી સમયે સંગીત પૂરૂ પાડવામાંથી જન્મેલો સમાજ છે. એવુ તેઓ માને છે. તેના આધારે તારવી શકાય કે આ સમાજ મોટા ભાગે મંદિર જેવી જાહેર સંસ્થાઓમાં વિવિધ પ્રકારનું વાજિંત્રો વગાડવાનું કામ કરતો હશે. તેમાંથી તેઓનું પેટીયુ રળતો હશે. પરંતુ ધીમે ધીમે વસતી વધતા તેઓ જુદી જુદી પ્રકારની લોકકથાઓ અને ઇતિહાસ સાથે સંકળાયેલા પાત્રો લઇને ગામે ગામ ખેલ બતાવવાનું કામ કરતા થયા હશે. આ માટે તેઓએ વિવિધ પ્રકારની નાટક મંડળીઓ પણ ઉભી કરી હશે. આ નાટક મંડળીઓ પાસે સંગીતના સાધનો હશે તથા જે તે નાટકના કથાવસ્તુ પ્રમાણે વેશભૂષાઓ પણ તેઓ રાખતા હશે. આ ઉપરાંત થાળીનૃત્ય, દોરડુ કાપવુ, જીભ કાપવી વગેરે જેવી હાથ કરામતની કળાઓ બતાવીને પણ આ સમાજ પોતાનું પેટીયુ રળતો હશે.

અત્યારના સંજોગોમાં તેઓ મોટા ભાગે પોતાના ભાગે આવેલા વિસ્તારોમાં અનેક પ્રકારના ખેલ બતાવીને પોતાની કળા પ્રસ્તુત કરે છે અને તેના બદલામાં પોતાના ગુજરાન પૂરતુ કમાઇ લે છે. તેમના વિવિધ પ્રકારના રામલીલાના ખેલમાં નીચે પ્રમાણેની કથાઓ અથવા ખેલ ભજવાતા જોવા મળે છે.

રાજા ભરથરી
રણકદેવી-રા'ખેંગાર
કંસ વધ
કૃષ્ણલીલા
વીર માંગણો
શેણી વિજાણંદ
વીર અભિમન્યુ
રાજા હરિશ્ચંદ્ર
વીણાવેલી
ભકત ચંદ્રહાસ
જેસલ તોરલ
શેઠ શગાળશા

રા'નવઘણ
સતિ જાહલ
વાણિયો - વાણિયણ
ભીલારાણીનો ખેલ

**શંકરનૃત્ય :**

આવા અનેક પ્રકારના ખેલ તેઓ ગામડામાં કરતા હોય છે. મોટા ભાગે પોતાના નકકી કરેલા વિસ્તારનો ગામડાઓમાં જઇને આ ખેલ રજૂ કરે છે. કયારેક કોઇક યજમાને બાધા રાખી હોય ત્યારે ખાસ ખેલ યોજવામાં આવે છે. નિયમિતપણે દર વર્ષે દિવાળી પછી ગામેગામ નાટક મંડળી લઇને તેઓ નીકળે છે અને ઉપરોકત પ્રકારના ખેલો બતાવે છે. જેમાં ભીલારાણીના ખેલમાં પુરૂષ ભીલડીનો વેશ લઇને નૃત્ય કરે છે. શંકર નૃત્યમાં શંકર ભગવાનનું તાંડવ જેવું નૃત્ય રજૂ કરાય છે. આ ઉપરાંત સંતાકુકડી, ભરેલો, શામળાજી વિવિધ પ્રકારના જાદુના ખેલ પણ સાથે સાથે રજૂ થાય છે. ભવાઇમાં રંગલો-રંગીલાનું પાત્ર હોય છે. જે હાસ્ય તથા મનોરંજન પૂરૂ પાડે છે. સમાજની વર્તમાન સમસ્યાઓને વણી લઇને આ લોકો મોટે ભાગે પોતાની હુન્નર કળા વડે સમાજ સેવાનું જ કાર્ય બજાવે છે. કળાની દૃષ્ટિએ જોઇએ તો કલાકાર તરીકે તેઓએ લોકપરંપરામાં પોતાનું આગવું સ્થાન વરસોથી જાળવી રાખ્યું છે. આજે પણ તેઓ ખૂબ જ લોકપ્રિયતા ધરાવે છે.

## પશુપક્ષી વિશેનો દૃષ્ટિકોણ

નાયક સમાજ પાસે પોતાની કહી શકાય તેવી પશુપક્ષી પ્રાણીની સંપત્તિ હોતી નથી. પરંતુ મોટે ભાગે ગ્રામ્ય વિસ્તારો કે વન્ય વિસ્તારમાં વસવાટ કરતા હોવાને કારણે તેઓમાં પશુપંખી, પ્રાણી વગેરે વિશેની રૂઢિગત માન્યતાઓ જોવા મળે છે. જેમ કે તેઓ માને છે કે મોર જેવા પંખીની હત્યા કરવામાં આવે તો તેના મા-બાપ મૃત્યુ પામે છે. આના આધારે તારવી શકાય કે તેઓ કુદરતી સંપત્તિને માન આપે છે તથા તેને નુકસાન કરવામાં માનતા નથી. આ સમાજમાં એવી કહેવત પ્રચલિત છે કે ''કબૂતર, તરમંતર, વાજંતર અને મા'વેતર આટલા લોકોને દુઃખી કરવાથી મનુષ્ય દુઃખી થાય છે''. આ કહેવત સમજીએ તો કબૂતર એટલે કે પંખીઓ, તરમંતર એટલે કે વાજુ વગાડનાર, વાજંતર એટલે વાજિંત્રના સાધનો, તથા માવેતર એટલે મા-બાપ આટલા તત્વો વડે જ આ સમાજનો જીવન નિર્વાહ ચાલે છે. વિચરતી જાતિ હોવાના કારણે પશુપંખીઓ સાથે તેમને સીધો સંબંધ છે. પોતે દેવીના સંગીતના કલાકારો છે. સંગીતના સાધનો જ તેમની આજીવિકા રળી આપે છે. મા-બાપ એટલે કે પોતાની પૂર્વ પરંપરા અને વારસામાંથી જ તેમને જીવન નિર્વાહ ચલાવવાના સંસ્કારો મળે છે. આ રીતે આ ચાર તત્વોને તેઓ જીવનમાં ખૂબ મહત્વ આપે છે. આ ઉપરાંત ગાયને તેઓ પૂજનિય પશુ માને છે. તેના શુકન સારા ગણે છે. વૃક્ષોમાં  પીપળો તથા વડ ઉત્તમ છે તેવુ માને છે. વરસો પહેલાં તેઓ બકરાં તથા મરઘાં પણ પાળતા હતા. આજેય કેટલાક લોકો પાળે છે. તેઓની સાથે પોતાના પરિવારની જેમ જ રાખે છે. પશુ પંખી પ્રાણીઓ તેઓને નુકસાનકારક ગણતા નથી. પરંતુ

પોતાના જીવનમાં તેનું મહત્વનું સ્થાન ગણે છે. બિલાડી આડી ઉતરવી, રાત્રે ઘુવડ બોલવુ, કૂતરાં આખી રાત રડવાં વગેરેને અપશુકનિયાળ ગણે છે. વરસાદની આગાહી માટે તેઓ પશુપંખીઓના અવાજને પણ મહત્વ આપે છે. ટીટોડીના ઇંડાના અમુક પ્રકારના સ્થાનને તેઓ વરસાદની આગાહી તરીકે સ્થાન આપે છે.

## વનસ્પતિ જગત પ્રાકૃતિક તત્વો વિશે

નાયક સમાજનો ઉદ્‌ભવ સંગીત સાથે થયો છે. આજ સુધી તેમનો અભિન્ન નાતો જીવન નિર્વાહ અને શોખ તરીકે ગીતસંગીત, નાટય જેવી કળાઓ સાથે રહ્યો છે. કળાઓને મૂળે પ્રકૃતિ સાથે સીધો સંબંધ છે. નાયક સમાજના ઉદ્‌ભવની કથામાં પ્રાકૃતિક તત્વો આવે છે. જયારે તેઓ વિજયામાતાના મંદિરના ભકતો હતા ત્યાં તેઓ ઝેજીના વૃક્ષના થડમાંથી બનાવેલો ઢોલ વાપરતા હતા. આ રીતે સમગ્ર વૃક્ષ તેમના માટે પૂજયસ્થાને રહ્યું છે. તેઓ પીપળાના વૃક્ષના પાનમાંથી પીપુડી બનાવીને તેનું સંગીત વગાડતા હતા. તેના કારણે આ વૃક્ષ પ્રત્યે પણ તેઓ ધાર્મિક ભાવથી જોડાયેલા છે. તેઓ માને છે કે ઝેજીના વૃક્ષના પાનમાંથી બીડી બનાવવી એ પણ પાપ છે. ''પીપળાના પાન ના તોડીએ રે'' આ ગીત કદાચ નાયક સમાજને વધારે લાગુ પડે છે. આંબાને પણ તેઓ પૂજય સ્થાને માને છે. આ ઉપરાંત તુલસીના છોડને આંગણામાં વાવવાથી પવિત્રતા જળવાય છે તેવું તેઓ માને છે. પૂજાપાઠ દરમ્યાન આંબો, આસોપાલવ, તુલસી વગેરેના પાનનો ઉપયોગ કરે છે. દરેક શુભ પ્રસંગે આંગણામાં આંબાના પાનના તોરણ બાંધે છે. પોતાના યજમાનોને ત્યાં

વાર તહેવારે કે શુભ પ્રસંગે આંબાના તોરણ બાંધવા જાય છે. ત્યાંથી તેમને દાપુ પણ મળે છે.

ઔષધિય વનસ્પતિનો વપરાશ પહેલાના જમાનામાં થતો હતો. તેની આડ અસરો કે ફાયદાના ડરથી તે અત્યારે બંધ થવાની અણી પર છે. પરંતુ એવુ જાણવા મળે છે કે કોઇપણ વૃક્ષ, ડાળ, પાંદડુ કે મૂળને દવા તરીકે ઉપયોગમાં લેવા જતા હોય ત્યારે ઘરેથી નીકળતા અને પરત ફરતા સુધી દવા લાવનાર મૌન પાળે છે. જતી વખતે અને વળતી વખતે પાછળ દૃષ્ટિ કરતા નથી તથા વૃક્ષ પાસે જઇને ત્યાં કોઇ અગમ એવો મંત્ર બોલે છે અને ત્યારબાદ તેનો કોઇ પણ ભાગ તોડે છે. આના આધારે એક તારણ એવુ નીકળી શકે છે કે પ્રકૃતિ સાથે ગાઢ સંબંધ ધરાવતી આ પ્રજા વૃક્ષ સાથે પણ ધાર્મિક મહત્વ રાખે છે. વૃક્ષની મંજુરી લઇને માફી માગીને તેના કોઇપણ ભાગનો ઉપયોગ કરે છે. મોટા ભાગે આ પ્રકારની ઔષધિ વહેલી સવારના જ ઉપયોગમાં લેવામાં આવે છે.

તુલસીનો છોડ જયારે આંગણામાં હોય ત્યારે તેની સાથે પવિત્રતાનો સંબંધ જોડાયેલો હોય છે. માસિક ધર્મમાં આવેલી સ્ત્રી કે સુવાવડી સ્ત્રીનો છાયો તેના ઉપર ન પડે તેની ખાસ કાળજી રાખવામાં આવે છે.

વરસાદ, પૃથ્વી, હવા, આકાશ વગેરે તત્વો સાથે આ સમાજ જોડાયેલો છે. તેઓ માને છે કે સમય જતાં માણસમાં જેવી રીતે પરિવર્તન આવે છે તેવી જ રીતે સૃષ્ટિના તત્વોમાં પણ પરિવર્તનો આવે છે. સૃષ્ટિના તત્વો અને માણસ એકબીજા પર આધારિત છે. વરસાદ અંગેની આગાહી માટે તેઓ માને છે કે

આકાશમાં પાંચ-છ વાર વાદળો ઘેરાય એટલે ''કોરમડી'' વળે પછી જ સારો વરસાદ થાય છે અને વરસ સારું જાય છે. હવામાં જુદા જુદા પ્રકારના પવનોની આવજા થતી હોય છે એ પવનમાં પડી જતો માણસ તેના સારા કે નરસા પરિણામનો ભોગ બની શકે છે. આ રીતે તેઓ હવા કે આકાશ જેવા તત્વોને પણ જીવંત તત્વો માને છે. તેના આધારે જનજીવનની કેટલીક અસરો થાય છે. તેવી માન્યતા પ્રચલિત હોવાનું જોવા મળે છે.

### ડુંગરો, નદીઓ સાથે જોડાયેલી માન્યતાઓ

આ સમાજની વસ્તી સપાટ મેદાનો કે ગીચ વસ્તીમાં બહુ ઓછી જોવા મળે છે. પરંતુ ગામના છેવાડે, ડુંગરાળ વિસ્તારમાં તેઓનું રહેણાંક હોય છે. તેથી નદીઓ કે ડુંગરો સાથે તેઓનો સીધો સંબંધ જોડાયેલો છે. આ અંગેની ચોકકસ માન્યતાઓ પણ તેઓ ધરાવે છે.

### કુટુંબના અને સગપણના સંબંધો અને તેનું મહત્વ

નાયક સમાજ વિચરતી જાતિનો સમાજ છે. સમગ્ર ગુજરાતમાં ફેલાયેલી આ પ્રજા પોતાના કુટુંબનું મૂળ કયાં છે એ શોધી શકી નથી. પંચમહાલ જિલ્લાનો કોઇ નાયક કાઠીયાવાડમાં જાય ત્યારે ત્યાં પણ તદ્દન અજાણ્યો લાગતો પણ પોતાના સમાજનો વ્યકિત પરિચયમાં આવે છે. ત્યારે જાણવા મળે છે કે બંનેના પ્રદેશો જુદા જુદા હોવા છતાં બંનેની બોલી સામાજિક રીતરિવાજો, કુળદેવી, ઇશ્વર અંગેની માન્યતાઓ

વગેરે સમાન જોવા મળે છે. આવા સમયે તેઓ કોઇ એક મૂળ કે કુળમાંથી જ આવ્યા હોવાનું તારણ નીકળી શકે. આ રીતે આ સમાજ અનેક પ્રદેશમાં વહેંચાયો હોવા છતાં તેમનું મૂળ કયાંક મળતુ આવે છે. જે તે પ્રદેશના લોકો પણ એકબીજા સાથે કોઇને કોઇ સગપણથી જોડાયેલા હોય છે. કોઇ એક ગામમાં રહેતા નાયક સમાજના પાંચ-પચાસ ઘરો એક બે વ્યકિતના જ કુટુંબીઓ હોવાનું જોવા મળે છે. કોઇ એક ઘરમાં રહેતા વ્યકિતઓ સંયુકત પરિવારમાં એકતાથી રહે છે. ભવાઇ મંડળીઓ કે નાટક મંડળીઓ ચાલતી હોવાના કારણે ગામ કે પ્રદેશના જૂથમાં રહેતા અને એકતા જાળવતા જોવા મળે. પરિવારમાં જેનામાં કળાની આવડત હોય તેનું બધા માન રાખે છે. તાલીમ વગેરે તેના નેતૃત્વ હેઠળ થાય છે. નાનાભાઇ પાસે મા-બાપ મોટા ભાગે રહેતા હોય છે. સ્ત્રીઓ, પુરૂષોની માન મર્યાદા જાળવે છે. જેવી રીતે લોકોમાં એકતા છે. એવી રીતે પરિવારના સંબંધો પણ તંદુરસ્ત હોવાનું જોવા મળે છે. મા-બાપ તરફથી લોકકળાના સંસ્કારો મળતા હોવાના કારણે તેઓનું સ્થાન પણ મહત્વનું ગણાય છે. દીકરો હોય ત્યારે લોકોને વધારે આનંદ થાય છે. કારણ કે આ સમાજમાં સ્ત્રીઓ ખેલ કરવા માટે જતી નથી. દીકરો મોટો થઇને ખેલમાં જોડાશે અને કમાણી કરશે એ આશાએ તેઓ આનંદ વ્યકત કરે છે.

જીવન સાથીની પસંદગી બાબતે તેઓ રૂઢિચુસ્ત માન્યતાઓ ધરાવે છે. પહેલાના જમાનામાં બાળપણમાં લગ્ન કરવામાં આવતા હતા. કયારેક સગર્ભાવસ્થામાં સગાઇ થઇ જતી જેને પેટે ચાંદલા કરવાનો રિવાજ ગણવામાં આવે છે. અત્યાર સુધી મોટે ભાગે જીવનસાથીની પસંદગી વડીલો દ્વારા જ કરવામાં આવે

છે. આ રીતે કૌટુંબિક વ્યવસ્થા પરંપરાગત રીતની જોવા મળે છે.

**મૈત્રી અને દુશ્મની**

આ સમાજ મોટા ભાગે બીજા સમાજના આશરે પોતાનું જીવન ગુજારતો હોવાના કારણે તેમનામાં એક પ્રકારની નમ્રતા અને સ્વભાવની સરળતા જોવા મળે છે. પરિણામે અન્ય સમાજ સાથે તેમનો સંબંધ ખૂબ સારો રહેવા પામ્યો છે. અંદરોઅંદર પ્રાદેશિક વહેંચણી થાય છે. ત્યારે મૌખિક રીતે આપેલા વિસ્તારોમાં અન્ય વિસ્તારના માણસો પ્રવેશતા નથી અને જો પ્રવેશે છે તો તે અંગે સામાન્ય રીતે સમાધાનકારી વલણો અપનાવવામાં આવે છે. આ સમાજ બ્રાહ્મણ, વાણીયા, પટેલ, સુથાર વગેરેને પોતાનો આધાર માને છે. તેથી તેમના નીતિ નિયમોને વળગી રહે છે. દલિત વર્ગ સાથે તેમનો કોઇ સીધો સંબંધ નથી. પરંતુ તેઓને ત્યાં પણ તેઓ પોતાની કળા રજૂ કરી શકે છે.

કોઇ સમાજ સાથે આ સમાજને કોઇ સીધી દુશ્મની નથી. પરંતુ કોઇના દ્વારા ગરાશ લૂંટાય અથવા અન્ય સમાજ સાથે સામાજિક સંબંધ બાંધે તેમજ અંદરોઅંદર સગાંવહાલાનું ખૂન કરે, મારફાડ કરે તો તેને કાયદેસર સમાજના પંચના નીતિનિયમો અનુસાર નાત બહાર મુકવાનો રિવાજ છે. જો કે આજે કોર્ટ કચેરી આવેલ હોઇ લોકો કાયદાના શરણમાં પણ જાય છે અને તેનો હલ સ્વીકારે છે.

અન્ય સમાજ દ્વારા તેઓને બહારથી આવેલા ગણીને મતલબ પૂરતો જ વ્યવહાર રાખવામાં આવે છે. કેટલાક સમાજના લોકો આ સમાજ જયારે ખેલ કરવા જાય ત્યારે મેલી વિદ્યાના જાણકાર સમજી તેમની

સાથે વ્યવહારો જાળવતા નથી. પોતાના બાળકોને દૂર રાખે છે. અન્ય સમાજને એવો ડર રહે છે કે આ લોકો કશુક કરી મુકશે. વળગાડ વળગાડશે એવો ડર રાખે છે. જો કે ખેલ વાળી જગ્યાએ આવો કોઇ ભેદ કે ડર હોતો નથી.

**વિશ્વના તત્વોની જીવન પર અસર વિશે માન્યતાઓ**

સૂર્ય, ચંદ્ર, તારા, આકાશ, નક્ષત્રો અને પૃથ્વી પરના તત્વો જીવાતા જીવનને સીધી અસર કરે છે. સૂર્ય દેવ સમાન છે. તે આપણને પ્રકાશ આપે છે. અન્ય ગ્રહોથી વધુ તેજસ્વી છે. સૂર્યનારાયણને પોતાનો રથ છે અને તેના તેજસ્વી ઘોડાઓથી સમગ્ર બ્રહ્માંડમાં તે પરિભ્રમણ કરે છે. ચંદ્ર પણ દેવતા છે. તેનો કોપ, શાપ કે વરદાન માનવીના જીવન પર સીધી અસર કરે છે. ચંદ્રના દેખાવ પરથી બાળકોને લોકકથા આપવામાં આવે છે કે ચંદ્રમાં જે કાળો ડાઘ છે તે એક ડોશી છે અને તે બેઠી બેઠી રોટલી બનાવે છે. આવી લોકકથાના આધારે તારવી શકાય કે આ સમાજના લોકો બે ટંકના અન્નના દાણા માટે સતત પરિભ્રમણ કરે છે. તારાઓ વિશે અનેક પ્રકારની દંતકથાઓ પ્રચલિત છે. જેમ કે સપ્તર્ષિના તારાને તેઓ વિંછી આકારનો તારાઓનો સમૂહ હોવાના કારણે વિંછી તરીકે ઓળખાવે છે. આ ઉપરાંત ત્રણ તારાના જૂથને 'એણ્યો' તરીકે ઓળખાવે છે. એણ્યોના ઉગવા આથમવા તથા આકાશમાંના પરિભ્રમણના આધારે સમયનું માપ નકકી થાય છે. આ ઉપરાંત આકાશના વિવિધ સ્વરૂપોને આધારે વર્ષ દરમ્યાનનો વર્તારો તેઓ નકકી કરે છે. બ્રાહ્મણો દ્વારા કહેવાતા નક્ષત્રોને પણ તેઓ માને છે. સ્વાતિ નક્ષત્રમાં સાગરમાં પડેલા બુંદને અમુક પ્રકારની

માછલીઓ ગળી જાય તો તેમાંથી મોતી જન્મે એવી માન્યતા આ સમાજમાં જોવા મળે છે. આ રીતે વિશ્વમાં જે પણ તત્વો છે તે માનવજીવન પર સીધી અસર કરે છે એવુ તેઓ દ્રઢપણે માને છે.

આ સમાજના લોકો સૂર્યને સાક્ષાત દર્શન આપતા દેવ માને છે. જીવનનું સંપૂર્ણ તથ્ય સૂર્યને આભારી છે. એના પ્રકાશથી શરીરમાં ચેતના આવે છે. સવારના પહોરમાં ઉગતા સૂર્યને જળનો અભિષેક કરવાથી સુખ, સંપત્તિ, વૈભવ પ્રાપ્ત થાય છે. તેવુ આ સમાજ માને છે. ટીબી જેવા રોગો, રકતપિત્તના ચાઠા, આંખોનું તેજ ઓછુ હોવું વગેરે રોગો સૂર્યના કોમળ કિરણોના સ્પર્શથી દૂર થઇ જાય છે તેવું આ સમાજ મક્કમપણે માણે છે. દેવીપૂજક હોવા છતાં આકાશ, નક્ષત્રો, ગ્રહોમાં પણ આ સમાજ શ્રદ્ધા ધરાવે છે.

**અન્ય સમાજની સાથે પોતાની ઉચ્ચઅવચ્ચતાની ધારણા**

નાયક સમાજના લોકો માને છે કે જયારે તેઓ વિજયામાતાના આધારે પોતાનું જીવન ગુજારતા ન્હોતા ત્યારે કોઇ ઉચ્ચ વર્ગમાં તેઓનું સ્થાન હતું. પરંતુ કાળક્રમે વિજયામાતાના મંદિરમાં આરતી વખતે સંગીત વગાડવાનું કામ કરવાનું આવ્યું ત્યારબાદ અન્ય જગ્યાએ સંગીત વગાડવાના કારણે તેઓને વિચરતી જાતિમાં રહેવાનો શ્રાપ મળ્યો. પરિણામે તેઓ જુદા જુદા પ્રદેશોમાં વહેંચાઇ ગયા. ઢોલ, શરણાઇ, જાદુ તથા વિવિધ પ્રકારના ખેલ બતાવી પોતાનું ગુજરાન ચલાવવા લાગ્યા. તેઓ મોટા ભાગે બ્રાહ્મણ, વાણીયા, પટેલ વગેરે જેવા સવર્ણ સમાજના લોકો સાથે જ પોતાનો તમામ વ્યવહાર નિભાવતા જોવા મળે છે. જયારે વણકર, હરિજન, ચમાર વગેરે જ્ઞાતિ સાથે ખાવાપીવાનો કોઇ સંબંધ રાખતા જોવા મળતા નથી. સામાન્ય રીતે દરેક

સમાજના લોકો સાથે તેઓની ઉઠક બેઠક હોય છે જ પરંતુ ભોજન કે ચા-પાણીમાં તેઓ ભેદભાવ રાખતા જોવા મળે છે. પોતાના નાયક સમાજ સાથે જ બેટી વ્યવહાર રાખે છે. અન્ય સમાજ સાથે નહી. નાયક સમાજના લોકો ગામના સીમાળે સીમમાં કે ડુંગરાળ વિસ્તારોમાં પોતાનું રહેઠાણ રાખે છે. ત્યાં તેઓ સમાજના લોકો સાથે જ રહે છે અને સારા નરસા પ્રસંગમાં એકબીજા સાથે વ્યવહાર નિભાવે છે. અન્ય સમાજના લોકો સાથે સારા નરસા પ્રસંગોમાં મિત્રભાવે વ્યવહારો કરે છે. વ્યવસાયની બાબતમાં કે લેવડેદેવડની બાબતમાં અન્ય કોઇપણ સમાજ સાથે કોઇપણ પ્રકારનો ભેદભાવ રાખતા નથી. જો કે આ પ્રકારની પરંપરાઓ હવે નાશ પામી રહી છે. સમય બદલાતા તમામ પ્રકારના સમાજ સાથે તેઓ ચા-પાણી કે ભોજનના વ્યવહારો પણ કરી રહ્યા હોવાનું કેટલેક ઠેકાણે જોવા મળે છે.

## પવિત્રતા અને અપવિત્રતા

જગ્યા :

નાયક સમાજના લોકો મંદિર, કોઇપણ શુભ પ્રસંગનું સ્થળ, ચૂલા, પાણીયારૂ, પરંપરાગત દેવી દેવતાનું સ્થાનક વગેરે જગ્યાઓને પવિત્ર માને છે. સુવાવડી સ્ત્રીના ખાટલાની જગ્યાને અસ્પૃશ્ય માને છે.

સમય :

આ સમાજમાં સવારના સમયને ખૂબ મહત્વનો ગણે છે. રાત્રે તેઓ ખેલ રજૂ કરતા હોવાના કારણે

રાત્રિને પણ અગત્યની ગણે છે. બાર વાગ્યા પછીના સમયને પણ શુભ ગણે છે. કાળીચૌદશ જેવા સમયને તેઓ અપવિત્ર ગણે છે. તે દિવસે મેલી વિદ્યાનો પ્રભાવ વધી જાય અને અપશુકન ગણાય તેવું માને છે. ધનતેરસના દિવસે ધનનો વ્યય કરવાનું તેઓ પસંદ કરતા નથી. તે દિવસે તેઓ આવક થાય ત્યારે આખુ વર્ષ આવક થશે એવુ માને છે. નવા વર્ષના દિવસે આ સમાજના લોકો પોતાના ગરાશમાં (પોતાના આવરેલા અથવા ભાગમાં આવેલા વિસ્તારમાં) ભિક્ષા માંગે છે. જે શુભ ગણાય છે. જેનાથી આખુ વરસ ઘરમાં અનાજની આવક રહે છે. અનાજની અગવડતા ભોગવવી પડતી નથી.

**વ્યકિત :**

માસિક ધર્મમાં આવેલી સ્ત્રી કે સુવાવડી સ્ત્રીને એ સમય પૂરતા અપવિત્ર માને છે. બ્રાહ્મણ, તિલક કરેલો વ્યક્તિ, પૂજારી, માતાજીના ગોઙ્ગા વગેરેને પવિત્ર માનવામાં આવે છે.

**સ્ત્રી-પુરૂષ :**

કોઇ પણ વિધવા સ્ત્રીને અપવિત્ર માને છે. તેના શુકન લેવામાં આવતા નથી. તેના હાથે કોઇ શુભકાર્ય કરવામાં આવતુ નથી. કોઇપણ કાર્યક્રમમાં તેની હાજરીને અપશુકનિયાળ માને છે. આ ઉપરાંત જેને બાળક ન હોય તેવા વાંઝીયા ગણાતા સ્ત્રી-પુરૂષોને પણ અપવિત્ર માનવાની પ્રથા છે. વિધુર પુરૂષોને પણ અપવિત્ર માની શુકન લેવામાં આવતા નથી. તેમજ મોખરાના કાર્યોમાં સહેજ પાછળ રાખવામાં આવે છે. જો કે આ

એક પરંપરાગત માન્યતા છે. વ્યકિતગત અપમાન કે ધિક્કારની લાગણી હોતી નથી.

**બાળક :**

આ સમાજ દ્વારા મુખ્યત્વે પુરૂષ વર્ગ દ્વારા જ ગામેગામ ખેલ ભજવાતા હોવાના કારણે છોકરાનો જન્મ થાય ત્યારે આનંદ વ્યકત કરવામાં આવે છે. પુત્રપ્રાપ્તિ માટે બાધા આખડી રાખવામાં આવે છે. પુત્ર વંશપરંપરાગત વારસાને આગળ વધારવા મહત્વની કડી રૂપ છે. વૃદ્ધાવસ્થામાં મા-બાપ તથા કુટુંબનું ભરણપોષણ કરી શકે તેમ હોઇ પુત્રનું મહત્વ અન્ય સમાજની જેમ આ સમાજમાં પણ વધુ જોવા મળે છે. બાળકને પુખ્ત થતા પહેલા જ આ વિદ્યા આપવાની શરૂઆત ઘરમાંથી જ કરી દેવામાં આવે છે. જેથી આગળ જતા ઉત્તમ ખેલ કલાકાર નીવડી શકે એવી આ સમાજની માન્યતા છે.

**કુદરતી તત્વો અને વનસ્પતિ :**

આ સમાજના લોકો, સમડી, ઝેઝી, પીપળો, તુલસી વગેરે પ્રકારની વનસ્પતિને પવિત્ર માને છે. તેને સારા પ્રસંગોમાં ખાસ સ્થાન આપવામાં આવે છે. જયારે બહેડો, આકડો વગેરે અમુક વનસ્પતિને અમુક સમયે અપશુકનિયાળ ગણવામાં આવે છે.

**પ્રાણી :**

પ્રાણીઓમાં મુખ્યત્વે ગાયને આ સમાજ પવિત્ર માને છે. જયારે બિલાડીને અપવિત્ર માને છે. બિલાડી

ઘરમાં, ચુલામાં મળત્યાગ કરે તો કંઇક નુકસાન થવાની દહેશત રહે છે. તેમજ સારા કામે જતા હોય ત્યારે બિલાડી કે નોળીયો આડો ઉતરે તો અપશુકન ગણવામાં આવે છે. જયારે ખિસકોલી આડી ઉતરે ત્યારે શુકન માને છે. ગાય સામી મળે તો સારાં કામો થાય તેવી માન્યતા છે.

**દારૂ :**

આ સમાજમાં કેટલાક લોકો વિવિધ પ્રકારની વિધિમાં દારૂનો ઉપયોગ કરતા જોવા મળે છે. મેલી વિદ્યાને દૂર કરવા તેમજ ભૂત-પલિતને રાજી કરવા દારૂ ધરાવાય છે. દારૂની બાધા પણ રાખવામાં આવે છે. મહુડાના ફુલમાંથી બનતો પહેલી ધારનો દારૂ ઔષધિ તરીકે ઉપયોગમાં લેવાય છે. શરીર પર પડેલા મસમોટા ઘાને રૂઝાવવા દારૂનો ઉપયોગ કરવામાં આવે છે. જો કે કહેવાતો સુધરેલો સમાજ દારૂને એક બદી તરીકે જુએ છે તથા તેને દૂર કરવા પ્રયત્નશીલ હોય છે. દારૂના દૂષણથી કયારેક મોટા ઝઘડા થયેલા હોવાનું પણ જાણવા મળે છે. દારૂના નશામાં ખૂન કે હત્યાના બનાવો પણ બનેલા હોઇ દારૂ એ નિકંદનનું મૂળ છે એમ આ સમાજના લોકો માને છે.

**રોગ :**

આ સમાજમાં કોઇપણ પ્રકારનું મેલી વિદ્યાનું વળગાડ લાગેલ હોય ત્યારે તેનાથી સામાન્ય માણસો દૂર રહે છે. બાળકો સ્ત્રીઓ વગેરેને તેની નજીક જવા દેતા નથી. તેની સાથે અલગ વ્યવહાર રાખવામાં આવે છે. ઘરના સામાન્ય સભ્યો કરતાં તેની સાથે તોછડાઇ ભર્યું વર્તન કરે છે.

**ડાકણ ભૂત-પ્રેત :**

ગામમાં સ્ત્રીને ડાકણ માની લે છે. તેની સાથે સામાન્ય માણસો સીધો વ્યવહાર રાખતા નથી. તેની સાથે હાથોહાથ વસ્તુ લેતા કે આપતા નથી. તેની આંખથી આખ મિલાવવાનું ટાળતા હોય છે. રાત્રિના સમયે તેની સાથે કોઇપણ વાત કે વ્યવહાર કરતા નથી. હંમેશા દરેક લોકો તેનાથી ડરીને વેગળા રહે છે. નાના બાળકોને તેની પાસે જવા દેતા નથી, તેના હાથે રાંધેલુ અન્ન કોઇ ખાતા નથી. તેના પહેરેલા વસ્ત્રો કોઇ પહેરતું નથી. તેની આપેલી ભેટ કોઇ સ્વીકારતુ નથી. રોજીંદા જીવનમાં ખાવા-પીવાનો, લેવડ-દેવડ, યજમાનવૃત્તિ કોઇપણ પ્રકારનો વ્યવહાર કરતું નથી. તેના લીધે ડાકણ ગણાતી સ્ત્રીને સતત એકલવાયુ જીવન ગુજારવું પડે છે. જો કે મેલી વિદ્યાના જાણકાર લોકો આવી સ્ત્રીથી ડરતા નથી. તેની સાથે સામાન્ય વહેવારો રાખે છે.

ભૂત-પ્રેત બે પ્રકારના હોય છે. એક બહારથી આવેલ ભૂત-પ્રેત, બીજો વંશપરંપરાગત ભૂતપ્રેત હોય છે.

આ સમાજના લોકોમાં એવી માન્યતા છે કે ભૂત-પ્રેત અસ્તિત્વ ધરાવે છે. જે જીવતા માણસના શરીરમાં પ્રવેશી ધુણે છે. હેરાન કરે છે એટલે કે બહારના ભૂતપ્રેત ઘરમાં નહી આવે તેની સતર્કતા રાખે છે. આમ છતાં આવાં ભૂતપ્રેત કઇ યોનિના છે, કઇ જ્ઞાતિ, સમાજનાં છે તે જાણવા તેને ધુણાવી નામ

પડાવતા જો તે બીજા સમાજનું હોય તો અપવિત્ર ગણાય છે. આવા પ્રેતો જીવતા માણસને મારી નાખે તેવી શ્રદ્ધા પણ જણાય છે. તેથી તેને અપવિત્ર માને છે.

આ સમાજમાં ભૂત-પ્રેતને ઘરના દેવ માને છે. એટલે કે પોતાના પૂર્વજો, પોતાનું સ્વજન, કુટુંબી વ્યકિત મરણ પછી આ યોનિમાં જાય તો તેને ઘરની બહાર અથવા તો પાણીયારૂ તેમજ દેવસ્થાનકના દિવા પાસે સ્થાપવામાં આવે છે. તેનું થાનક બનાવી ત્યાં બેસાડવામાં આવે છે. તેની વર્ષે દહાડે પૂજાવિધિ કરવામાં આવે છે. વડીલ અથવા પિતા-ભાઇ જેવી મોટી વ્યકિત મરણ પામી પ્રેત યોનિમાં જાય તો પૂર્વજ તરીકે પૂજાય છે. જયારે સ્ત્રીઓમાંથી આ પ્રેત શિકોતર, ચુડેલ, વંતરી, ઝાપડી વગેરેને માતા તરીકે સ્થાનક બનાવી સ્થાપના કરવામાં આવે છે. આવા ભૂત-પ્રેતો ઘર, પરિવાર, કુટુંબ, ઢોરઢાંખર, બાળકો વગેરેની બહારના પ્રેતો તેમજ ડાકણ કે મેલી વિદ્યાના જાણકારોથી પૂરેપૂરું રક્ષણ આપે છે. તેથી તેમની પૂજાવિધિ પવિત્ર માની કરે છે.

**રાંધેલા ખોરાક અને ભોજન વખતની હાજરી :**

એક માન્યતા પ્રમાણે માતાના મળેલા શ્રાપના કારણે ગમે તેટલા ભોજનમાં કે કાળજીપૂર્વક બનાવેલા ભોજનમાં કંઇકને કંઇક બળી ગયેલુ નીકળે જ છે. આ ઉપરાંત તેઓ દૂધ ઢોળાઇ જવુ, ઘી ઢોળાઇ જવુ, ચા ઢોળાઇ જવી વગેરે બાબતોને અપવિત્ર ગણે છે. ભોજન વખતે અમુક જ્ઞાતિના લોકોની હાજરી, માસિક ધર્મવાળી સ્ત્રીની હાજરી, સુવાવડી સ્ત્રીની હાજરી વગેરેને અપવિત્ર માનવામાં આવે છે. રાંધેલા ખોરાક

પર કોઇની બુરી નજર લાગી જવાથી તે અપવિત્ર થઇ જાય તેવું માને છે.

આ ઉપરાંત ખોરાકમાંથી કૂતરો, ગાય વગેરે માટે ભાગ કાઢવાનું પણ તેઓ માને છે. શુભ પ્રસંગોમાં કે બાધા આખડીઓમાં બ્રાહ્મણ, પૂજારી, ભૂવો, દેવી દેવતા, જોગણી, ઘરની માતા, ગામછેડાની માતા વગેરેને ખોરાકમાંથી ભોગ ધરાવ્યા પછી જ તેઓ પોતાનું ભોજન લેતા જોવા મળે છે.

## મનોરંજનની રીતો

આ સમાજનો ઉદ્‌ભવ ગીત, સંગીત, નાટક, ભવાઇ વગેરેમાંથી થયો છે. તથા તેમનો જીવનનિર્વાહ પણ તે રીતે જ ચાલી રહ્યો છે. તેથી મનોરંજન તેમનું મહત્વનું અને અભિન્ન અંગ છે. હોળી, ધુળેટી, દિવાળી, નવરાત્રિ વગેરે સમયે તેમનું ગીત સંગીત ગામે ગામ તેમની પરંપરાગત શૈલીમાં ઠેર ઠેર રજૂ થાય છે. સવાર સાંજ તેઓ આરતી, કથા, વારતા, ભજન, સત્સંગ વગેરે દ્વારા મનોરંજન માણે છે. અગીયારસ, પૂનમ જેવા દિવસોમાં તેઓ ખાસ સંગીતનો જલસો કરે છે. આ સમાજના કેટલાક ભગત, ભૂવા, ઝાગરીયા, લોકો રવિવાર અને મંગળવાર, પૂનમ જેવા દિવસોમાં ચોવીસ કલાક માતાજીની અખંડ જયોત પ્રગટાવીને આરાધના કરતા જોવા મળે છે. ચોમાસા જેવી સીઝનમાં તેઓ પરગામ જઇ શકતા નથી. ત્યારે નવરાશનો સમય હોય છે. આ સમયે તેઓ નવયુવાનો તથા કિશોરોને નાટક, જાદુ, ખેલ વગેરેની તાલીમ આપવા માટે ગીત સંગીતના કાર્યક્રમો યોજતા હોય છે. આ ઉપરાંત સરકારના માહિતી ખાતા દ્વારા લોકડાયરાનું આયોજન કરીને પણ વિવિધ કાર્યક્રમો યોજતા જોવા મળે છે. કેટલીકવાર આકાશવાણી અને દૂરદર્શનમાં પણ

તેઓના કાર્યક્રમો રજૂ થાય છે. પરંતુ આ રીતે સરકાર દ્વારા મળતો તેમનો લાભ નહિવત કક્ષામાં હોવાનું જોવા મળે છે. તેનાથી તેઓ સંતુષ્ટ નથી. પરંતુ પોતાના વિસ્તારોમાં કરેલા ખેલમાંથી થતી નિયમિત આવક તેમની આજીવિકાનું મુખ્ય સાધન બની રહે છે. જો કે આજના સમયમાં ભણેલા ગણેલા યુવાનો ગમે ત્યાંથી પૈસા મેળવીને બેન્ડવાજા લાવીને લગ્નપ્રસંગે, નવરાત્રિ, તહેવારો, પાઠપૂજા વગેરે કાર્યક્રમોમાં ગીત-સંગીત પૂરૂ પાડે છે અને એ રીતે પોતાનુ પેટિયુ રળી લે છે. આધુનિક સમયમાં ડી.જે.ની બોલબાલા છે અને તે આ સમાજ વસાવી શકે તેમ નથી ત્યારે બેન્ડવાજા જેવો વિકલ્પ પણ તેમની રોજગારી સામે પડકાર બની રહ્યો છે.

### સમાજની ઓળખરૂપ વિશિષ્ટ આવડતો

ઢોલ અને પિપુડી (શરણાઇ) નાયક સમાજની મુખ્ય ઓળખ બની રહે છે. રામલીલાના ખેલના કારણે તેઓ સમગ્ર વિશ્વમાં પોતાની જાતિગત ઓળખ ધરાવે છે. રામલીલાના ખેલમાં આવતા વિવિધ પ્રકારના વેશ એ જ તેમની આગવી ઓળખ છે. આ ઉપરાંત ભીલી રાણીનું નૃત્ય, શંકર નૃત્ય, સંતાકુકડી વગેરે પ્રકારના નૃત્યો માત્ર આ સમાજ દ્વારા પ્રસ્તુત બને છે. આ ઉપરાંત વિવિધ પ્રકારના ખેલ બતાવતી વખતે વચ્ચે વચ્ચે રજૂ થતા જીભ કાપવાના, દોર કાપવાના, ગળામાં સળિયો નાખવાના, થાળી નૃત્ય કરવાના, માથા પર બેડા ગોઠવીને સ્ત્રીના વેશમાં નાચવાના વગેરે જાદુ અંગ-કસરત કે હાથ કરામતના ખેલ, તેમજ વારે તહેવારે ધરવામાં આવતા બહુરૂપીના વેશ નાયક સમાજની આગવી ઓળખ છે. આ

તમામ બાબતો પાછળ મુખ્યત્વે પેટીયુ રળવાનો ઉદ્દેશ રહેલો છે. આટલી આશ્ચર્યજનક રીતે વરસોથી તેઓ જાણે અજાણ્યે લોકપરંપરા જાળવે છે એ તેમની સામાજિક સેવા છે.

### સંગીત વાદ્ય અને નાટયવેશ

નાયક પોતાના ઉદ્‌ભવ અંગે એક માન્યતા ધરાવે છે. તેમાં તેઓ પોતાને સંગીતના જ કલાકારો ગણાવે છે. જયારે વિજયામાતાએ તેઓને પોતાના મંદિરમાં આશરો આપ્યો ત્યારે તેઓ સંગીતના કલાકાર તરીકે આ ધાર્મિક પ્રવૃત્તિમાં જોડાયા હતા. એક માન્યતા અનુસાર તેઓ સાવ વિચરતી જાતિના નિરાધાર અવસ્થામાં જીવતા અરણ્યવાસીઓ હતા. તેથી સંગીતની જવાબદારી જયારે તેમના શિરે આવે છે ત્યારે તેઓ પોતે વિચારે છે કે સંગીતનો ઉદ્‌ભવ કઇ રીતે કરવો. સંગીતના સૂરો કઇ રીતે ઉભા કરવા આ પ્રજાનું મૂળ અરણ્યમાં રહેલું છે. અરણ્યની ચીજવસ્તુઓ સાથે તેઓને સીધો નાતો છે. અરણ્યના વૃક્ષો, વનસ્પતિ, ડાળ, ઝાડ, પાંદડાં વગેરેને તેઓ સારી રીતે ઓળખે છે. પશુપંખીઓના અવાજો વગેરેમાંથી પેદા થતા સૂરને પણ તેઓ સારી રીતે ઓળખે છે. લોહીમાં રહેલો એક કલાકાર તરીકેનો જીવ તેમને ગીત સંગીત અને વાદ્યો સાથે સીધો ગાઢ સંબંધ ઊભો કરી આપે છે. પરિણામે તેઓ અરણ્યના વૃક્ષો, તેના ડાળ, ઝાડ, પાંદડા, પશુ-પંખીઓના અવાજો, પવનના વિવિધ તરંગોના આધારે ઊભા થતા સ્વરો, અને તેના આવર્તનો વગેરેને બારીકાઇથી જાણે છે, માણે છે અને તે અંગે પૂરતુ જ્ઞાન ધરાવે છે. બધા વૃક્ષોનાં પરિક્ષણ કર્યા પછી તેઓ જેનું થડ મજબૂત છે તેવા ઝેઝીના વૃક્ષ ઉપર પોતાની પસંદગી ઉતારે છે. તે વૃક્ષના થડને

કાપીને ચોકકસ માપને ધ્યાને લઇ અંદરના પોલાણને સરખુ કરી તેના અવકાશમાંથી અવાજનું અંદરોઅંદર આવર્તન થાય તે માટે અંદરની સપાટીને ગોળાકારે કોતરવામાં આવે છે. ઉપરની સપાટીને પણ ચોકસાઇથી સુંવાળી બનાવી કલા કોતરણી કરી પોલાણની બંને બાજુ મરેલા ઢોરનું સુંવાળુ અને મજબૂત ચામડુ, ચામડાની દોરી વડે બાંધી ઢોલનું નિર્માણ કરેલ હતું. આ રીતે પોતાના ધ્યાનમાં આવેલ વૃક્ષમાંથી તેઓએ ઢોલનું નિર્માણ કર્યું પરંતુ માત્ર ઢોલથી સંગીત અધુરૂ ગણાય છે. કોઇપણ કાર્યક્રમમાં ફકત ઢોલ વડે ઉત્સાહનું વાતાવરણ કે ધાર્મિક વાતાવરણ ઉભુ કરી શકાતુ નથી. તેની સાથે સંગીતના અન્ય સાધનોની જરૂર પડે છે. આ માટે એ સમાજના લોકોએ એ સમયે અન્ય સંગીતના સાધનોની શોધ ચલાવી ત્યારે તેઓને પીપળાનું પાન નજરે પડયું અને તેઓને વિચાર આવ્યો હશે કે એ પાનને વાળીને તેમાં હોઠ વડે ફૂંક મારવામાં આવે તો તેમાંથી સંગીતના સૂરો મૃદુ અને કોમળ રીતે લોકોની કર્ણેન્દ્રિયોને સ્પર્શે. લોકો સહિત વિજયામાતા પણ પ્રસન્ન થાય તેવા સ્વરો સર્જન માટે પીપળાના પાનની પીપુડી બનાવી ઢોલ સાથે પીપુડીના સૂરોને મેળવીને તેઓએ સંગીતનું સર્જન કર્યું. આ સર્જન પણ સરળતાથી થયુ નહીં હોય પરંતુ તેઓએ અનેક પ્રકારના પાંદડાઓમાંથી સંગીત પેદા કરવાનો પ્રયાસ કર્યો હશે. પરંતુ તેઓએ પીપળાના સુંવાળા પાનમાંથી વિવિધ પ્રકારના સૂરો સરળતાથી કાઢી શકાય એવા પ્રકારની શોધ કરી હશે. આ પાંદડાનો આકાર પણ એ પ્રકારનો છે કે તેમાંથી સરળતાથી પીપુડી બનાવી શકાય અને વગાડી શકાય. એક જ પાંદડાની પીપુડીમાંથી ઘણાં લાંબા સમય સુધી સંગીત રેલાવી શકાય એટલે અનેક પાંદડાઓનો નાશ કરવાની તેમાં જરૂર રહેતી નથી. આ દૃષ્ટિએ જોઇએ તો નાયક સમાજ એ સમયે પણ પ્રકૃતિનો ચાહક હશે. જેથી કરીને

પીપળાના અનેક પાંદાડાઓનો નાશ ન થાય એની કાળજી રાખીને સુંવાળા પાનનો જ ઉપયોગ તેઓએ પીપુડી બનાવવામાં કર્યો. આ રીતે નાયક સમાજ વજૈયા માતાના મંદિરમાં આરતી સમયે સંગીત પૂરૂ પાડવાની જવાબદારી જયારે આવે છે ત્યારે તેમાં પોતાના પ્રકૃતિ પ્રત્યેના પ્રેમને ઉપયોગમાં લઇને પ્રાકૃતિક તત્વોમાંથી ઝેઝીના થડમાંથી બનાવેલો ઢોલ અને પીપળાના પાનમાંથી બનાવેલી પીપુડી લઇને વર્ષો સુધી વિજયા માતાની આરતીમાં સંગીતની સેવા પૂરી પાડે છે. કયાંક સ્થાયી થયેલો આ સમાજ વિચરતા વર્ગમાં આવી જતાં તેઓ આ પ્રકારની સેવામાં લાગી જાય છે અને ત્યાં તેઓનો જીવનનિર્વાહ ચાલે છે. જાણે અજાણે તેઓ દેશની બહુ મોટી પરંપરાને નિભાવે છે. પ્રકૃતિના તત્વોમાંથી સંગીત ઉભુ કરવાની દિશામાં તેમનું આ મહત્વનું કદમ છે. હાલમાં ચાલી રહેલા સંગીતના સાધનોનો ઉદ્‌ભવ કદાચ આ પ્રકારની પરંપરાઓમાંથી થયો હોવાનું આપણે તારવી શકીએ. આદિ માનવ જયારે ગુફામાં રહેતો હતો ત્યારે પોતે પ્રકૃતિના જોયેલા દૃશ્યો કે પછી પોતે જોયેલા પ્રાણીઓ વગેરેને વૃક્ષોના પાંદડાના રસ વડે ગુફાની દિવાલો ઉપર દોરી દેતો હતો. એ જ પ્રમાણે કદાચ આ સમાજનો કોઇ આદિકાળનો મનુષ્ય વૃક્ષોમાંથી અથવા વૃક્ષોના વિવિધ ભાગોમાંથી સંગીતના સાધનો ઊભા કરવાનું નવું સંશોધન લઇ આવ્યો હશે. જેને વંશપરંપરાગત આ સમાજ યાદ રાખીને તેને પોતાના સમાજના મૂળ તરીકે ગણાવ્યો હશે. એવું માની શકાય.

વિજયામાતાના મંદિરમાં આ પ્રકારનું સંગીત તેઓએ કેટલો સમય સુધી પૂરૂ પાડયું હશે એ અંગે કોઇ મત મળતો નથી. બ્રાહ્મણને ત્યાં શુભપ્રસંગે આ પ્રકારના સંગીતને રજૂ કરવા જતાં તેઓને માતા દ્વારા શ્રાપ

મળે છે. તેઓ સામાન્ય લોકો માટે પણ સંગીતની સેવા પૂરી પાડવાનું કાર્ય કરે છે. સમય બદલાતા આ વર્ગના લોકોને સંગીતના જુદા જુદા ઉપકરણોની જરૂર ઉભી થાય છે. ચોક્કસ સંગીતના સાધનો તેઓને ઉભા કરવા પડે છે. સંગીતના માત્ર સાધનોથી કામ થતું નથી. પરંતુ તેની સાથે જુદી જુદી પ્રકારનું લોકકથાઓ પણ જોડવી પડે છે અને તેમાંથી લોકનાટ્ય ભવાઇનો ઉદ્‌ભવ થાય છે. લોકનાટ્ય ભવાઇમાં માત્ર ઢોલ અને પીપુડી વડે સંગીત પૂરૂ પાડવું અધૂરૂ ગણી શકાય. તેમાં જુદા જુદા પ્રકારના સંગીતના સાધનોમાંથી વિનિયોગ કરવો પડે અને એ સંગીતના સાધનો માટે ચોક્કસ પ્રકારનું સંગીતનું જ્ઞાન પણ જરૂરી છે. પહેલા તો માત્ર મંદિરના આધારે તેઓ જીવતા હતા. એટલે તેમની રોજી રોટી ચાલતી હતી. પરંતુ તેમાંથી બહાર નીકળ્યા પછી તેઓને ગીત સંગીતની અનેક પ્રકારની જરૂરીયાત ઉભી થઇ અને તેના કારણે તેઓએ અનેક પ્રકારના સંશોધનો પણ કર્યાં હશે અને તેના કારણે તેઓની સંગીત અંગેની દઢતા દિન-પ્રતિદિન વધવા પામી હશે. જેના પરિણામે સમય જતાં આ સમાજે એક અલગ પ્રકારની સંગીતની દુનિયામાં પ્રવેશ કર્યો હશે.

એક તરફ તેઓને વિજયા માતાના મંદિરેથી કાઢી મૂકવામાં આવ્યા હશે. ત્યારબાદ નિરાશ થઇ અનેક જગ્યાએ દરબદર પેટીયુ રળવા માટે ભટકતાં ભટકતાં જીવન ગુજારો કરતા હશે. એમ છતાં માતાજીમાં શ્રદ્ધા રાખી, ઘરપરિવાર સાથે ગામેગામ અનેક વિસ્તારોમાં ફર્યા હશે, વિચર્યા હશે, જે તે વિસ્તારોમાં પડાવ નાખી અન્ય સમાજના સંપર્કમાં આવ્યા હશે. પોતાના વાજીંત્રોના પ્રયોગો પણ નાના બાળકો તેમજ વૃદ્ધોને બતાવી

તેની રજૂઆત કરી થોડી ઘણી આજીવિકા રળતા થયા હશે. આમ ને આમ વરસોના રઝળપાટ પછી કોઇ એક ગામના મુખીને કરગરી વિનવણી કરી રહેવાલાયક વિસ્તાર માગ્યો હશે અને મુખી દ્વારા આપવામાં આવેલી જમીનમાં વસવાયા તરીકે થોડાઘણાં વરસો સ્થાયી થઇ કમાણીના સ્ત્રોતો તરીકે ઉપયોગમાં લેવાતાં ખેલ, જાદુ વગેરે કળાથી લોકોને નિરંતર પ્રભાવિત કરી વિશ્વાસ મેળવ્યો હશે. અન્ય સમાજમાં ભળતાં પહેલાં કેટલાય પ્રકારના નીતિ નિયમો જાતે ઘડી તેનું પાલન કર્યું હશે. દિવસો, મહિનાઓ, વરસો વીત્યા બાદ આ સમાજે કદાચ અન્ય સમાજમાં કલાના માધ્યમે ભળી જવામાં સફળતા મેળવી હશે. આમ છતાં કેટલાક સમાજોના તિરસ્કારોનો ભોગ પણ બનવું પડયું હશે. ઘણીવાર કેટલાય અપમાનો પણ સહન કરવા પડયા હશે. છતાંય હિંમત અને કલા દ્વારા મહેનત કરી જે તે વર્ગના લોકોમાં ચાહના પ્રાપ્ત કરી હશે. સદ્‌ભાગ્યે અન્ય સમાજો દ્વારા પુરસ્કૃત થતાં આ સમાજ જે તે ગામોમાં હક અને દાવાથી સામાજિક કાયદા કાનૂનથી સ્થાયી થવા પામ્યો હશે. છતાં હજુ એમના સમાજમાં કલા સિવાય બીજી કોઇ આવકના સ્ત્રોતો જ નહી હોવાથી આજે પણ વર્ષોની સ્થિતિએ હતા ત્યાં ને ત્યાં જ અસહાય અવસ્થામાં એની એ જ હાલતમાં ભિક્ષામાં પ્રવૃત્ત કલા નિદર્શન કરતા જોવા મળે છે.

આ રીતે તેઓની વિશિષ્ટ સંગીતની પરંપરા ચાલી આવી હશે. તેઓની મુખ્ય પરંપરામાં જોઇએ તો પ્રકૃતિના તત્વોમાંથી તેઓએ સંગીતના વિવિધ સાધનોનું સર્જન કર્યું છે. પરંતુ સમયની માંગ આપતા તેઓને સંગીતના વિવિધ સાધનોની સર્જન કરવાની જરૂર પડી હશે. લોકો વચ્ચે જવાના કારણે તેઓને લોકકથા, લોકગીતો, લોકસાહિત્ય વિગેરે મળ્યું હશે. તેમાંથી તેઓએ વિવિધ પ્રકારની કથાઓ પસંદ કરી

હશે. આ કથાઓમાંથી વિવિધ પ્રકારના નાટકોનું સર્જન કર્યું હશે. એ નાટકોને અનુરૂપ સંગીતના વિવિધ સાધનો વિકસાવ્યા હશે. આ ઉપરાંત તેઓએ જોયું હશે કે દિવાળી, હોળી, નવરાત્રિ વગેરે જેવા તહેવારો લોકોમાં લોકપ્રિય છે. આવા સમયે સંગીતના સૂર વડે લોકોમાં આનંદ ઉત્સાહ પેદા કરવા માટે તેઓ તત્પર થયા હશે અને આ માટે પણ તેઓએ સંગીતના વિવિધ સાધનો વિકસાવ્યા હશે. આ ઉપરાંત લોકોમાં માત્ર સંગીત કે નાટકમાં રસ ન પડે ત્યારે તેઓને જાદુ વડે પણ રીઝાવવા પડે અને પોતાનું પેટીયુ રળવુ પડે તેથી જાદુના વિવિધ ખેલ પણ તેઓએ શોધ્યા હશે. આવા સમયે પણ સંગીતના સાધનોની જરૂરીયાત ઉભી થઇ હશે આ પ્રકારે વિવિધ પ્રકારના ખેલ કરવા માટે અને વારે તહેવારે સંગીતના વિવિધ સાધનો વડે લોકોમાં આનંદ ઉત્સાહ પેદા કરવા માટે સંગીતના સાધનોની જરૂરીયાત ઉભી થઇ હશે. તેથી તેઓએ સંગીતના વિવિધ સાધનો જરૂરીયાત પ્રમાણે વિકસાવવાનું શરૂ કર્યું. તેમના સંગીતના સાધનો ભારતની લોક પરંપરામાં ખૂબ મહત્વનું સ્થાન ધરાવે છે. જરૂરીયાત પ્રમાણે વિકસેલા તેમના સંગીતના વાદ્યો ભારત દેશની બહુ મોટી સંગીત પરંપરા ઉભી કરે છે. તેમના વાદ્યોનું એક અનેરૂ સ્થાન લોક પરંપરાના ઇતિહાસમાં આજે પણ છે. તેમણે સર્જેલા પરંપરાગત વાદ્યો વિવિધ પ્રકારના કાર્યક્રમોમાં ખૂબ મહત્વનું સ્થાન ધરાવે છે. દેશ વિદેશના લોકો પણ નાયક સમાજ દ્વારા વગાડવામાં આવતા વાદ્યો આશ્ચર્યની નજરે જુએ છે અને તે અંગે અનેક પ્રકારના સંશોધનો પણ છે. નાયક સમાજ જે પ્રકારના સંગીતના સાધનો પોતાના વાર-તહેવારો તથા વિવિધ પ્રકારના પ્રસંગોમાં પોતાના યજમાનોને ત્યાં વગાડે છે. પોતાને ત્યાં શુભ તથા અશુભ પ્રસંગે વગાડે છે. લોકો વચ્ચે ખેલ કરવામાં જાદુ બતાવવામાં વિધિ વિધાનોમાં જે પ્રકારના સંગીતના સાધનોનો ઉપયોગ

કરે છે. તે ભારતીય સંગીત પરંપરાનો મૂળ પાયો છે. તેવું તારણ કાઢી શકાય. તેમના મુખ્યત્વે ઉપયોગમાં લેવાના સંગીતના વાદ્યોના નામ નીચે પ્રમાણે છે.

| | | | |
|---|---|---|---|
| ૧. ઢોલ | ૨. શરણાઇ | ૩. ત્રાંસુ | ૪. ભૂંગળ |
| ૫. સતાર | ૬. તબલાં | ૭. મંજીરા | ૮. કાંસીજોડાં |
| ૯. પખાજ | ૧૦. નાનુ ઢોલક | ૧૧. વાંસળી | ૧૨. મૃદંગ |
| ૧૩. નગારૂ | ૧૪. હારમોનિયમ | ૧૫. જુનો લાકડાનો બેન્ઝો | |
| ૧૬. તંબુરો | ૧૭. માણ | ૧૮. નાની પીપુડી | |

સંગીતના સાધનોમાં ઢોલ ખૂબ જ મહત્વનું સ્થાન ધરાવે છે. અન્ય સંગીતના સાધનો ઢોલ પર જ આધારીત છે એટલે એમ કહી શકાય કે ઢોલ વિના અન્ય સંગીતના સાધનો નિષ્પ્રાણ બની જાય છે. તો બીજી તરફ ઢોલ સાથે અન્ય સંગીતના સાધનોથી ઢોલના સંગીતમાં વધારો થાય છે. ઢોલ ખેલ કરવા જાય ત્યારે અલગ અલગ પ્રસંગોમાં અલગ અલગ રીતે વગાડવામાં આવે છે. તેની સાથે અલગ અલગ પ્રકારના વાજિંત્રો જોડાયેલા હોય છે. જયારે ભિક્ષા માગવા જાય છે ત્યારે ઢોલક લઇને તેઓ જાય છે. આમ પ્રસંગો પ્રમાણે ઢોલ જુદી જુદી રીતે વગાડવામાં આવે છે.

**ઢોલ બનાવવાની રીતો :**

ઢોલમાં મુખ્યત્વે ચાર પ્રકારની સામગ્રીનો ઉપયોગ કરવામાં આવે છે.

૧. પોલાણવાળુ ગોળાકાર લાકડુ

૨. બે બાજુ આવેલા ચામડાના પડ

૩. બંને બાજુના પડને બાંધવામાં આવતી સુતરની દોરી

૪. ચામડાના એકબાજુના પડને લગાડવામાં આવતું ધાયણ (જમણી બાજુ)

૫. ઢોલ પર વગાડવામાં આવતી ડાંડી

ઉપરોકત પાંચ પ્રકારની સામગ્રીને વિવિધ પ્રકારની કુદરતી ચીજવસ્તુઓમાંથી બનાવવામાં આવે છે. જેમાંથી પોલાણવાળુ ગોળાકાર લાકડુ જુદા જુદા પ્રકારના વૃક્ષોમાંથી બનાવવામાં આવે છે. મુખ્યત્વે સેવન, આંબો, આંકલો, કાળીગાણ, મહુડો, તાડ, વગેરેના થડમાંથી લાકડુ પસંદ કરવામાં આવે છે. તેના થડને જે પ્રકારે ઢોલ બનાવવો હોય એટલી લંબાઇ સરખી રીતે વહેરવામાં આવે છે. ત્યારબાદ અંદરના ભાગોને લોખંડની છીણી વડે કોતરી નાખવામાં આવે છે. જેનાથી હવાનું આંદોલન સપ્રમાણ જળવાઇ રહે છે. તેના ઉપર દાંડી કે થાપ પડતાં હવા યોગ્ય રીતે અવાજ ઉત્પન્ન કરે છે.

ઢોલ વાદ્યમાં મહત્વનું અંગ તેની બે બાજુ જડવામાં આવતા ચામડાં હોય છે. એક રીતે આ ચામડાં ચમારને ત્યાં જ મળવાપાત્ર હોય છે. મોટા ભાગે આ પ્રકારના ચામડાં હોળીના તહેવાર પહેલાંના બે ત્રણ માસ અગાઉ ચમાર જાતિના લોકો પોતાના ગ્રાહકને ત્યાં મરી ગયેલા ઢોરોની ખાલ ઉતારવાનું કામકાજ કરતા હોય છે. વિવિધ પશુઓમાંથી મુખ્યત્વે ભેંસનું પાડુ (નર) મૃત્યુ પામેલ હોય તેને ચમાર જાતિના લોકો વ્યવસ્થિત રીતે પગથી વાઢકાપ શરૂ કરી આખા શરીર ઉપરથી ચામડુ ઉતારી લે છે. ત્યારબાદ આ ચામડાને

આ જાતિના લોકોના ઘેર લાવવામાં આવે છે. આ ચામડાની અંદરની બાજુએ ચિર-ફાડ વખતે વધારાની ચરબી તેમજ માંસના લોચા ચોટી રહેલા હોય છે. આ ચરબી તેમજ માંસના લોચાને જે તે વ્યકિત ઝીણી કાળજીથી ધારદાર છરીથી દૂર કરે છે. આ સમયે તેઓ ચામડાનો એક છેડો પગના અંગુઠા નીચે દબાવી રાખે છે બીજો છેડો હાથમાં પકડી રાખવામાં આવે છે. બીજા હાથે અંદર રહેલો ચામડા સિવાયનો ભાગ દૂર કરવામાં આવે છે. આ માટે છરી જેવું તિક્ષ્ણ હથિયાર કાળજીપૂર્વક વાપરવામાં આવે છે. જો પ્રક્રિયા દરમ્યાન જો ચીરફાડ કરનાર વ્યકિત સહેજ પણ ધ્યાનભંગ કરે તો ચામડુ આરપાર વિંધાઇ જાય છે. જેથી નકામુ બની જવા સંભવ રહેલો છે. આ ઉપરાંત ચામડાના તમામ ભાગો પર સરખી રીતે માંસમજ્જા ઉતારી લેવામાં ન આવે તો ચામડાની જાડાઇ તથા પાતળાપણાંમાં વિસંગતિ ઊભી થવા પામે છે. કાળજીપૂર્વક સાફસૂફ કરેલા આ ચામડાને કોઇ પણ પ્રકારના પ્રવાહી કે ધાતુમાં બોળ્યા સિવાય સૂર્યના તડકે જમીન પર સૂકવવામાં આવે છે. ચામડામાં કરચલી પડે નહી તે માટે ગોળાકાર ખેંચી મોટા પથ્થરો કિનાર ઉપર મૂકી દેવામાં આવે છે. જેથી ચામડુ એકદમ સ્વચ્છ અને સપાટ રહેવા પામે છે.

સામાન્ય રીતે કોઇપણ પશુના ચામડાને સૂકવવા માટે ચમાર જાતિના લોકો ચામડાને સૂકવવા માટે ખુલ્લી જમીનમાં અથવા તો કેટલીક વાર વખારોમાં ચામડુ રાખે છે. ચામડા ઉપર જામેલું માંસ અથવા તો ચામડાની દુર્ગંધને દૂર કરવા માટે ચામડા ઉપર મીઠુ ભભરાવવામાં આવે છે. જેથી ચામડુ સૂકાઇ ગયા બાદ સહેજ પણ ગંધ મારતુ નથી. જોકે ઢોલ બનાવવા માટે વપરાતા ચામડામાં મીઠાનો સહેજ પણ ઉપયોગ કરવામાં આવતો નથી. જો આ મીઠાનો ઉપયોગ ઢોલના ચામડામાં કરવામાં આવે તો સાવ નકામુ બની જવા

પામે છે. ઢોલની દાંડી પીટવાથી જે ધ્વનિ ઉત્પન્ન થાય તે પણ અર્થહિન બની જવા પામે છે. સૂરમાં સહેજ પણ ધ્વનિનું આરોહણ થતું જોવા મળતું નથી. છેવટે ઢોલ પણ નકામુ નિવડે છે. જેથી કરી ઢોલ બનાવવામાં વપરાતુ ચામડુ મીઠા વગરનું જ વાપરવું હિતાવહ રહે છે.

એક વખત ચામડુ સૂકાઇ ગયા પછી ફરીવાર જયારે ઢોલ બનાવવામાં તેનો ઉપયોગ કરવામાં આવનારો હોય ત્યારે તેને ચોખ્ખા પાણીથી પલાળીને જમીન પર પહોળુ કરવામાં આવે છે. આ ચામડાને ચમાર જાતિના લોકો ઢોલના વર્તુળના માપ પ્રમાણે કે ગોળાઇના માપ પ્રમાણે ચાર આંગળ વધારે કાપીને આપવામાં આવે છે. જો કે ઢોલના બેઉ બાજુના પડને ધાપુ, ૨. તાર જેમાંથી ૧. ધાપુ મરેલા ભેંસના પાડા (નર) માંથી બનાવાયુ હોય છે. તે જાડુ અને મજબૂત તેમજ ટકાઉ હોવાથી ઢોલ બાંધ્યા પછી ચાર દિવસ બાદ છાંયડામાં સૂકવ્યા પછી તેનો અવાજ પરીક્ષણ કરતાં ડિબાંગ - ડિબાંગ જેવો જાડો સૂર નીકળે છે. આથી વધુ રોચક સૂર પણ નીકળે છે. આજે પદ્ધતિથી ઢોલની બીજી બાજુએ બકરાનું કે બકરીનું ચામડુ લગાડવામાં આવે છે. આ ચામડું પણ અન્ય પશુની ચીર ફાડની જેમ જ ઉતારી લેવામાં આવે છે. ઉપરોકત પદ્ધતિ અનુસાર આ ચામડાને પણ પસાર થવુ પડે છે. જો કે બકરાનું ચામડું પાડાના ચામડા કરતાં વધુ મુલાયમ હોવાથી તેની ચીરફાડમાં ખૂબ સાવચેતી રાખવામાં આવે છે. નાના પાડાનું ચામડુ તેમજ નાની બકરી, બકરાનું ચામડુ બેઉ બાજુ બાંધવામાં આવે છે. જેમાં બકરી કે બકરાનું ચામડુ વધુ કોમળ હોવાથી ઢોલ સુકાયા બાદ તીણો અવાજ ફેંકે છે. જેથી અવાજના રણકારની ગતિ તીવ્ર બને છે અને અવાજ સુગમ નીવડે છે. ઢોલને બાંધ્યા પછી ચારથી પાંચ દિવસ બાદ તેની ઉપર લગાડેલા ચામડાની ઉપરના વાળને ઘસી ઘસીને અથવા તો પતરીથી

ઉખેડી નાખવામાં આવે છે. સંપૂર્ણ વાળ ઉખાડયા પછી ઢોલની જમણી બાજુ દાંડી અને  ડાબી બાજુ તરફ હાથની થાપ મારવામાં આવે છે. જમણી બાજુ ભેંસના નાના પાડાનું ચામડુ હોય તે સહેજ જાડો અવાજ કાઢે છે. તેને 'ધાપુ' કહેવાય છે. ડાબી બાજુ બકરી કે બકરાનું મુલાયમ ચામડુ હોય તેના ઉપર હાથની થાપ મારતાં રણકી ઉઠે છે જેનો સ્વર તીવ્ર, કોમળ, મધુર અને કર્ણપ્રિય હોવાથી આ બાજુના ચામડાને 'તાર' કહેવામાં આવે છે. આમ આ ચામડા દ્વારા ઢોલ બાંધવામાં આવે છે. આ સિવાય 'તાર' ગણાતા ચામડામાં ઉપયોગમાં લેવાતા અન્ય પશુઓમાં ઘેટાનું ચામડુ પણ ઘણીવાર ઉપયોગમાં લેવામાં આવે છે.  સિવાય એવી એક માન્યતા છે કે વાઘનું ચામડુ મેળવી લઇ ઢોલ બાંધવામાં આવે તો તેનો અવાજ બધા અવાજોથી અનોખો હોય છે. આ વાઘના ચામડાથી બાંધવામાં આવેલો ઢોલ વગાડવામાં આવે તો બીજા બધા ઢોલનો અવાજ મંદ પડી જવા પામે છે.

એક સમયે લાકડામાંથી બનાવવામાં આવેલા ઢોલની માંગની જેમ તાંબાના ઢોલની પણ ખૂબ માંગ રહેતી હતી. તાંબાના ઢોલને બાંધવા માટે ચામડાનો જ ઉપયોગ કરવામાં આવતો હતો. આજના જમાનામાં પતરાના ઢોલ પણ જોવા મળે છે. ચામડાની જગ્યાએ પ્લાસ્ટીક કે એને મળતી સામગ્રીમાંથી ઢોલ બાંધેલો જોવા મળે છે. જેના સૂરો પણ ઢોલ પ્રમાણેના જ હોય છે.

ઢોલ બાંધવા માટે વપરાતા બે પ્રકારના પ્રાણીઓ ચામડાને ગોળાકાર કાપી વધારાની ચાર આંગળ જગ્યાને સલામત રાખી ચામડાના મુખ્ય પડ જે ભેંસના નાના પાડાના ચામડામાંથી બનાવવામાં આવે જેને લોકો 'ધાપુ' કહે છે. આ પડને જમીન પર ચામડાના પાછળના વાળવાળા ભાગને જમીન પર રાખી અંદરના

માંસમજ્જા સ્વચ્છ કરેલા ભાગની બરાબર મધ્યમાં એક મિશ્રણ વ્હેંત જેટલા ગોળાકાર ભાગમાં લગાડવામાં આવે છે. તેની નીચે ચોરસ રાસ મૂકીને ઢોલને પાડાના ચામડા પર ગોઠવી દેવામાં આવે છે. આ ઢોલને અંદરની બાજુ બરાબર ગોઠવી ઉપરની બાજુ બકરી અથવા બકરાનું પાતળુ ચામડુ ગોઠવી ચોરસ આકારની રાશના છેડા બેઉ બાજુથી સરખા ભાગે ખેંચી ગાંઠ મારી દેવામાં આવે છે. આમ તમામ રીતે સરખા ચુસ્ત બંધન પછી ઢોલને આડો જમીન પર મૂકવામાં આવે છે. ત્યારબાદ સામસામે બે બે માણસો દ્વારા સૂતરની દોરીને શૂળમાં પરોવી તેમજ બે બાજુના ગોળાકાર ચામડાની વધારાના છેડાના ભાગમાં લોખંડના ધારદાર સળીયા અથવા 'શોભિયા' દ્વારા કાંણા પાડી શૂળ વડે દોરી ખેંચી વર્તુળ આકારે પચીસથી ત્રીસ સુતરની દોરી પરોવી સંપૂર્ણ ઢોલ બાંધવામાં આવે છે.

ઢોલ બાંધવા માટે વપરાતી દોરી મુખ્યત્વે 'ભીંડી' નામના છોડમાંથી તેમજ 'શણ' નામના છોડમાંથી બનાવવામાં આવે છે. મુખ્યત્વે ચોમાસા દરમ્યાન વાવેલા પાકને રક્ષણ આપવા કિનારાની બાજુએ ચોરસમાં ભીંડી તેમજ શણની એક હાર કરવામાં આવે છે. જે મજબૂત તેમજ અન્ય પશુપક્ષી તેને આહારમાં લઇ શકે તેવા નહીં હોવાથી ખેડૂતો તેની ઓછામાં ઓછી માત્રામાં ખેતી સમયે વાવણી કરે છે.

ભીંડી તેમજ શણ ચોમાસા દરમ્યાન થતી વનસ્પતિ હોઇ ચોમાસાની સીઝન પૂરી થતાં જ આ વનસ્પતિનો પાક લણી લેવામાં આવે છે. જોકે ખેતરમાં વાવેલ અન્ય પાકોને સંપૂર્ણ લણી લીધા બાદ જ આ વનસ્પતિને મૂળીયામાંથી જ દાતરડા વડે વાઢી નાખવામાં આવે છે. મોટા મોટા ભારા બાંધી ખળામાં જ નાખી મૂકવામાં આવે છે. ભીંડી તેમજ શણના જીંડવા સંપૂર્ણપણે સૂકાઇ ગયા બાદ તેમાંથી બીજ છુટા

પાડી દેવામાં આવે છે. ત્યારબાદ ખેડૂત દ્વારા ભીંડી કે શણને તળાવમાં ચારેબાજુ ચાર મજબુત લાકડા રોપી દેવામાં આવે છે અને વચ્ચે ભીંડી કે શણના ભારા બાંધીને તેને પાણીમાં દબાવી દેવામાં આવે છે. ત્યારબાદ તેની ઉપર ખજૂરી કે તાડના પીંછા મૂકીને તેની ઉપર મજબૂત, ચોરસ આશરે બેથી ચાર કીલો વજન ધરાવતા પથ્થરો મૂકવામાં આવે છે. આ ભીંડી કે શણને તળાવમાં યોગ્ય પદ્ધતિથી આશરે ત્રણથી ચાર માસ સુધી ચોમાસુ આવતા પહેલા રાખવામાં આવે છે. પછી જે તે ખેડૂત દ્વારા તેની જાણ તપાસ તળાવમાં જઇ કરવામાં આવે છે. જો ભીંડી કે શણ પૂરેપૂરું ફોગાઇ જાય તો જ તેને બહાર કાઢવામાં આવે છે. નહી તો જયાં સુધી પૂર્ણ રીતે દોરી બનાવવાને લાયક બને નહી ત્યાં સુધી તળાવમાં જ દાબી રાખવામાં આવે છે. આમ આ પ્રક્રિયા પૂરી થતાં ભીંડી કે શણને બહાર કાઢવામાં આવે છે. એક-બે દિવસ તડકામાં સૂકવીને તેની છાલ બહુ કાળજીપૂર્વક ઉતારી લેવામાં આવે છે. ત્યારબાદ આ છાલની અલગ અલગ જુડીઓ બનાવવામાં આવે છે. આ સમય દરમ્યાન જ શણ કે ભીંડીની દોરી બનાવનાર વ્યકિત જંગલમાંથી મજબુત સાગના લાકડા કાપી લાવીને ત્યારબાદ ચોરસ માપમાં તેને ગોઠવી સાગના લાકડાના બે આખા ટુકડાને ચારે બાજુથી ઘસીઘસીને રંધો મારી મુલાયમ કરવામાં આવે છે. જેથી પેલી દોરી યોગ્ય રીતે તેમાં સચવાઇ રહે અને બગડે નહી. આ સાગના આખા બે ટુકડાઓને વચ્ચોવચ્ચ ચોરસમાં અડધો અડધ છેદ મૂકવામાં આવે છે. ત્યારબાદ આ ચોરસ ટુકડાઓની મધ્યમાં એક આગળના ગોળાઇ જેટલુ કાંણુ પાડવામાં આવે છે. આ કાણામાં અંગ્રેજી એકડા આકારની વાંસની ઉભી સળી એક આંગળની ગોળાઇની ખોસવામાં આવે છે.

ત્યારબાદ શણ કે ભીંડીના રેસાને (ફેલાને) ચોરસ ચકરડીના મધ્ય ભાગથી બરાબર સંડોવી ઊભી રેખા રાખી ચકરડી ફેરવતા રેસામાંથી દોરીનું સ્વરૂપ બનાવવાની શરૂઆત થાય છે. પછી એક ફેલામાં બીજુ ફેલુ વીંટવામાં આવે છે. એમાં ત્રીજુ ફેલુ પણ ભરવામાં આવે છે ત્યારબાદ ચકરડીને અમુક સમય સુધી ગોળ ગોળ ફેરવવામાં આવે છે. જેથી કરીને ત્રણેય રેસા (ફેલા) એકબીજામાં વીંટળાઇ જાય છે અને એક ચોકકસ દોરીનું રૂપ ધારણ કરે છે. આ દોરીને ચકરડીના ચોરસમાં યુકિતપૂર્વક વીંટતા વીંટતા દોરી બનાવવાની પ્રક્રિયા ચાલુ રાખવામાં આવે છે. ચકરડી ભરાઇ જાય ત્યારે તેને પાણીમાં બોળી રાખવામાં આવે છે. ત્યારબાદ અમુક નજીકના અંતરે આવેલા વૃક્ષોના થડમાં અમુક અંતરે તેને વીંટી રાખવામાં આવે છે. જેનાથી દોરી મજબુત થાય છે. તેની ઉપર પાણીનો છંટકાવ સતત કરવામાં આવે છે. દોરી મજબુત થાય પછી ખુલ્લી જગ્યામાં બે ત્રણ માણસો દ્વારા દોરી લાંબી કરીને તેને ઢોલ પર ચડાવવાની દોરીનું આખર રૂપ આપવામાં આવે છે. ઢોલના માપ પ્રમાણે દોરીને કાપી તેનું યોગ્ય પિંડલુ બનાવવામાં આવે છે. ત્યારબાદ લોખંડના મોટા સુડામાં તેનો છેડો પરોવીને ઢોલ પર ચડાવવામાં આવનાર બન્ને ચામડામાં અમુક અંતરે તેને પરોવવામાં આવે છે.

ઢોલની બન્ને બાજુ મરેલા પશુના ચામડાના પડ લગાડવામાં આવે છે. આ પડોમાં જમણી બાજુ નાના પાડાના ચામડાની અંદરની બાજુ ઢોલ બાંધતા પહેલા તેને ઢોલના માપની ગોળાઇ કરતા ચાર આંગળ વધુ કાપવામાં આવે છે. આ ચામડાની વચ્ચોવચ્ચ એક ચંદ્રાકાર વર્તુળમાં ચુલાના કાળામેશ કોલસા દ્વારા ગોળ વર્તુળ દોરવામાં આવે છે. આ વર્તુળમાં લગાવવા માટે એક પ્રકારનું લૌકિક રસાયણ જે લોકો દ્વારા બનાવેલુ

હોય છે. આ રસાયણમાં ખૂબ જ સાવચેતીથી મિશ્રણ કરવાનું હોય છે. સૌપ્રથમ યોગ્ય માત્રામાં ગામડામાં ઘાણીએ કાઢેલ દિવેલ જેમાં ભરપૂર ચિકાશ હોય તેવા દીવેલનો ઉપયોગ કરવામાં આવે છે. તે દિવેલ એક વાટકીમાં લઇને આ તેલમાં કોરા કાપડના ટુકડાઓને સળગાવવામાં આવે છે. સળગાવેલ કાપડના ટુકડાઓમાંથી ધીમે ધીમે કાઢી ઘટ્ટ મેશ છુટી પડે છે. જેમ જેમ કાપડના ટુકડાઓ સળગાવતા જઇએ તેમ તેમ કાળી મેશની માત્રા વધવા લાગે છે. મેશની માત્રામાં વધારો જણાતાં તેને દિવેલમાં ભેળવી દેવામાં આવે છે. ધીરે ધીરે આંગળી દ્વારા મેશ અને દિવેલને ગોળ ગોળ એમ અનેકવાર વર્તુળાકાર ઉલટ-સુલટ ઉભુ, આડુ, ત્રાંસુ વગેરે રીતે દ્રાવણને ફેરવવામાં આવે છે. જેમ જેમ તેને વલોવીને ફેરવવામાં આવે તેમ તેમ ઘટ્ટ બની જવા પામે છે. આ દ્રાવણ સંપૂર્ણપણે એકરસ બની જાય છે. આ દ્રાવણનો રંગ લીલાપીળા રંગનો બની જવા પામે ત્યારે તેને હળવેથી એકદમ સહજ રીતે પહેલાં કોલસાથી દોરેલા વર્તુળની મધ્યમાં પ્રવાહી દ્રાવણને લપેડવામાં આવે છે. ત્યારબાદ આ દ્રાવણને આંગળી દ્વારા ગોળાકારે વર્તુળની અંદર જ કેટલીયવાર સુધી દબાણપૂર્વક ઘસવામાં આવે છે. જેમ જેમ આ દ્રાવણ નાના પાડાના ચામડામાં પચતુ જાય તેમ તેમ વધારે ને વધારે દબાણથી આંગળી ફેરવતા એટલો ગોળાકાર ભાગ ઉપસી આવે છે. આ પ્રક્રિયાના પરિણામે બનતી આ સ્થિતિને 'ધાયણ' કહેવામાં આવે છે. ઢોલ બાંધ્યા પછી કેટલાક દિવસો બાદ આ 'ધાયણ' પર દાંડી પીટતા 'ધ્રિબાંગ' 'ધ્રિબાંગ' 'ધડુમ્બ' 'ધડુમ્બ' અવાજ ઉત્પન્ન થાય છે.

ઢોલ હોય પણ દાંડી ન હોય તો ઢોલનું કોઇ આગવુ મહત્વ રહેતું નથી. દાંડી વડે યોગ્ય લય, તાલનો

ઉતાર ચઢાવ સાધી શકાય છે. લાકડીના એક છેડેથી અર્ધ ગોળાકાર વળેલી દાંડી જોડાયેલ વસ્તુ છે. તેને ઢોલના ચામડાના પડ પર આવેલા 'ધાપા'ના વચ્ચેના ભાગે ઢોલ બાંધતા પહેલા લગાવેલા 'ધાપા' ઉપર જ તાલ આપવામાં આવે છે. જેથી હાથની થાપ અને દાંડીના તાલથી યોગ્ય સંગીત નીપજાવી શકાય છે. ઢોલની દાંડીનું લાકડુ મોટા ભાગે સાગ, અદરખ, ટિમરૂ વગેરે મજબૂતાઇ ધરાવતા ચીકણા વૃક્ષોની ડાળીમાંથી બનાવવામાં આવે છે. જે વૃક્ષોની ડાળી લાંબા સમય સુધી ટકી રહે છે.

ચિકાશ ધરાવતી ડાળીને યોગ્ય રીતે કાપી તેને સુકવવામાં આવે છે. આ દાંડીને સુકવ્યા બાદ તેની ઉપરની છાલને ઉખાડી લેવામાં આવે છે. આ દાંડીને તેની છાલ ઉખાડી લીધા બાદ ધારદાર છરીથી અથવા તો લુહારના રંધાથી લીસી બનાવવામાં આવે છે. લીસી દાંડી ઢોલના જમણી બાજુના નાના પાડાના ચામડામાંથી બનાવેલા 'ધાપા' ઉપર ગમે તે સપાટીએ થાપ કે તાલ મારવાથી ચામડામાં તિરાડ પડવાનો, કાણુ પડવાનો કે પછી ફાટી જવાનો કોઇ ભય રહેતો નથી. દાંડી હંમેશાં ઢોલની દોરીમાં ભરાવેલી રાખવામાં આવે છે.

**ઢોલનો શણગાર :**

ગુજરાતમાં ઢોલનું વાદ્ય પણ અન્ય વાદ્યોની જેમ ખૂબ જ પ્રચલિત વાદ્ય છે. મોટા ભાગે વાણીયા, બ્રાહ્મણ, સોની, સુથાર જેવી જાતિઓને બાદ કરતા તમામ જાતિઓ ઢોલ વગાડવાનું જાણે છે. જેથી લોકો ઢોલ સાથે સહજ નાતો ધરાવે છે. જેમ રણકવામાં શૂરો હોય છે તેમ શણગારમાં પણ રંગેરૂપે રૂપાળો હોય

છે. વિવિધ રીતે ઢોલને શણગારવામાં આવે છે.

ઢોલ સંપૂર્ણ રીતે બંધાઇ ગયા બાદ લાકડાની ડગરીઓ ઢોલની ત્રણ દોરીઓ જેમાં બે ઉપરની એક નીચેની એમ વચ્ચે ખોસવામાં આવે છે. લાકડાની ડગરીઓ સુંવાળી અને મુલાયમ હોવા છતાં વરસો સુધી ટકી રહે છે. આ ડગરીઓ દોરીને તંગ કરવા મદદરૂપ બને છે. દોરી ખેંચાતા ઢોલના પડ ખેંચાતા વધુ ગોળાકારે તંગ થતા તેમાંથી સૂરો રેલાય છે. આ રીતે ઢોલ સંપૂર્ણ થયા બાદ ઢોલની દોરી સાથે વિવિધ રંગબેરંગી રંગોથી શણગાર કરવામાં આવે છે. કેટલીકવાર ચમારને ત્યાંથી પકવેલા ચામડાની સેર ખરીદવામાં આવે છે. આ ચામડાની સેરોને દીવેલ પીવડાવી મુલાયમ બનાવવામાં આવે છે. આ મુલાયમ ચામડાની શેરોને છેવાડે કામડના ડુમતા, રીબનના ફુમતા, ભરતગૂંથણ કરેલા ફુમતા તેમજ દરીયાઇ છીપલા, કોડીઓ વગેરે સાથે મજબૂતાઇથી ગોઠવી સેરોને ઢોલ સાથે બાંધી લટકતી રાખવામાં આવે છે. આમ ઢોલ વગાડનાર વ્યકિત એકલો કે સમૂહ ઢોલ વખતે ઢોલના શણગારોથી અદકેરો લાગે છે. નાયક સમાજમાં ઢોલ મુખ્ય આજીવિકાનું સાધન હોઇ ઢોલની તમામ પ્રકારે દેખરેખ, કાળજી, આંતરે દિવસે સાફસફાઇ કરી કાયમ સ્વચ્છ રહે તે માટે પ્રયાસો કરવામાં આવે છે. વિવિધ વૃક્ષોના થડમાંથી બનાવેલા ઢોલો લોકોમાં આકર્ષણનું કેન્દ્ર ધરાવે છે.

**શરણાઇ :**

નાયક સમાજમાં શરણાઇનું પણ પેટીયુ રળવા માટે, ભવાઇ તેમજ જાદુ સહિત અન્ય ખેલ કરવા માટે

આ સંગીતનું સાધન ઉપકારક નીવડે છે. શરણાઇ મુખ્યત્વે વાંસના પોલા લાકડામાંથી બનાવવામાં આવે છે. આશરે અઢી હાથની લંબાઇ ધરાવતી શરણાઇના કિનારે ગોળાકાર મંદિરમાં વપરાતા નાના ઘંટ જેવડુ પિત્તળનુ કે કાંસાનું મુખડુ બાંધવામાં આવે છે. શરૂઆતનો ભાગ ગોળાકાર હોય છે. આ ભાગે લાકડાની બે ચીપ ગોઠવી કેરીની ગોટલી આકારે શરણાઇના મુખ્ય ભાગે ફીટ કરવામાં આવે છે. વચ્ચેના ભાગે દર ચાર આંગળના અંતરે સારણીથી કાણાં પાડવામાં આવે છે. જે વાંસળીના કાણાં કરતાં સહેજ મોટા પાડવામાં આવે છે. આમ શરણાઇનું સ્વરૂપ બંધાય છે. શરણાઇને વિવિધ શણગારોથી શણગારવામાં આવે છે. ત્યારબાદ શરણાઇના કલાકાર શ્વાસને ઘૂંટીને તેમાં ફૂંકો મારતા શરણાઇમાંથી કર્ણપ્રિય સૂરો રેલાય છે.

**તાંસુ :**

નાયક સમાજ વિવિધ વાદ્યોની જેમ ભવાઇ, ખેલ, રામલીલામાં વાજિંત્ર તરીકે આ સંગીતના સાધનનો ઉપયોગ કરે છે. સંગીતનું આ સાધન થાળી કે થાળ જેવો આકાર ધરાવે છે. મુખ્યત્વે પિત્તળ કે કાંસાની ધાતુનું આ વાદ્ય બનાવેલું હોય છે.

**ભૂંગળ :**

નાયક સમાજનું આ વાદ્ય ભવાઇ વગેરેમાં મહત્વનું સ્થાન ધરાવે છે. છેક રાજા મહારાજાઓના સમયથી ભૂંગળનું અસ્તિત્વ હોવાનું જાણવા મળે છે. ભૂંગળ પણ ઝાડના પોલા લાકડામાંથી બનાવવામાં આવે છે. લંબાઇમાં આ વાદ્ય આશરે પાંચ ફુટથી વધુ લાંબુ હોય છે. આ વાદ્યના કલાકારો મોઢામાં મૂકી

બે હાથે ભૂંગળ ઊંચી કરી આકાશ તરફ રાખી શ્વાસ ધમણની જેમ પૂરતા હવાના દબાણથી તેમાંથી મધુર સૂરો રેલાવે છે.

**બ્યુગલ :**

નાયક સમાજમાં આધુનિક વાદ્યોમાં બ્યુગલને પણ મહત્વનું સ્થાન આપે છે. સ્ટીલ જેવી ધાતુમાંથી બનેલુ આ વાદ્ય વિવિધ વળાંકો ધરાવે છે. જેનો અવાજ દુર સુધી વ્યકિતના કાનને સ્પર્શે છે.

**થાળી :**

આ સમાજમાં થાળીને પણ વાદ્ય તરીકે ઉપયોગમાં લેવામાં આવે છે. મોટા ભાગે થાળી પિત્તળ કે કાંસાની ધાતુમાંથી બનેલી હોય છે. કંસારા બજારમાં આ પ્રકારની થાળી વધુ જોવા મળે છે. કંસારા બજારમાંથી આ સમાજના લોકો યોગ્ય કિંમત ચુકવી ખરીદે છે. જેને ભવાઇ વગેરે ખેલમાં લાકડાની બે દાંડીઓ વડે વગાડવામાં આવે છે. ચંદ્રાકાર થાળીના વચ્ચેના તેમજ કિનારાના ભાગે દાંડી પીટતા મધુર રણકાર નીપજે છે.

**તબલા :**

નાયક સમાજમાં તબલા એ પરંપરાગત વાદ્ય તરીકે ઉપયોગમાં લેવામાં આવે છે. તબલાંની રીત સર્વ સામાન્ય પ્રચલિત હોય છે. તબલા મોટે ભાગે ભજન ગાયકીના કાર્યક્રમોમાં, પરંપરાથી વગાડવામાં આવે

છે. તબલાના બે ભાગો એક મુખ્ય ઉભુ તબલુ બીજુ કુંડી તરીકે ઓળખાય છે. ઉભુ તબલુ લાકડામાંથી બનાવવામાં આવે છે. જયારે કુંડી માટીમાંથી અથવા તો સ્ટીલની બનાવેલી હોય છે. તબલાને બાંધવા ઉપરના બેઉ પડ ચામડાના હોય છે. જે ચામડુ કાચુ અને મુલાયમ તેમજ મીઠાના પટ વગરનું હોય છે. ઢોલની જેમ તબલાની વચ્ચે રેણ કરવામાં આવે છે. જેનાથી સૂરોમાં અલાયદુ વાતાવરણ સર્જાય છે.

**મંજીરા :**

મંજીરા મુખ્યત્વે પિત્તળની ધાતુમાંથી બનાવવામાં આવે છે. યંત્ર દ્વારા બનાવેલા મંજીરાની સાઇઝ વાટકી જેટલી હોય છે. નાની વાટકી જેટલા લાગતા મંજીરાની વચ્ચે કાણુ પાડેલું હોય છે. આ મંજીરાની વચ્ચેના કાણામાં દોરી પરોવી અંદરની બાજુએ મોટી ગાંઠ પાડી બહારની બાજુએ દોરી ખેંચી લઇને દોરીના છેવાડે મકાઇના ડોડાનું શરીયુ લઇ તેના વચ્ચેના ભાગે બે વળ પાડી ગાંઠ મારવામાં આવે છે. મંજીરાની દોરી પૂરેપૂરી શરીયામાં વીંટાળી દેવામાં આવે છે. હાથની મુઠ્ઠીની પકકડથી બે હાથે બે મંજીરા ભજનના ઢાળ, લય, તાલ પ્રકારે વગાડી રણકાર ઉપજાવવામાં આવે છે.

**કાંસીજોડા :**

મંજીરાની જેમ કાંસી જોડાનું પણ આગવું મહત્વ હોય છે. દેશી વાજા જેવું આ વાદ્ય કાંસાની ધાતુમાંથી બનાવવામાં આવે છે. દેખાવમાં મંજીરા જેવું લાગતુ વાદ્ય મોટા કદનું હોય છે. આ વાદ્ય રકાબીથી સહેજ મોટું ગોળાઇ ધરાવે છે. મંજીરાની જેમ કાંસી જોડામાં પણ વચ્ચે કાણુ પાડી સૂતરીની ગાંઠ વાળી શરીયા

વડે વળ પાડી બે હાથે વગાડવામાં આવે છે. આ વાદ્યનો અવાજ ઘેરો અને થાપ પ્રમાણે વ્યાપ ધરાવતો જોવા મળે છે.

**નાનુ ઢોલક :**

ઢોલની જેમ નાનુ ઢોલક પણ લાકડામાંથી બનાવવામાં આવે છે. ઢોલકનો વચ્ચેનો ભાગ અંદરથી ઉપસેલો હોય છે. છેવાડાના બે ભાગો સંકોચાયેલા હોય છે. આ બેઉ બાજુ કાચા ચામડાના પડ બાંધવામાં આવે છે. જોકે આ બેઉ પડો બકરા કે બકરીની ખાલમાંથી વાપરવામાં આવે છે. ઢોલકની બેઉ બાજુ પડ મધ્યમ, પાતળા અને મજબૂત રાખવામાં આવે છે. ઢોલક ઉપર મોટે ભાગે બેઉ હાથની થાપ મારી તેમાંથી અવાજ ઉત્પન્ન કરવામાં આવે છે. ઢોલક બાંધવાની રીતે ઢોલ બાંધવાની રીતને મળતી આવે છે.

**વાંસળી :**

વાંસળી મુખ્યત્વે વાંસના કટકામાંથી બનાવવામાં આવે છે. સૂકાઇ ગયેલા વાંસને કાપી તેનો માપસરનો કટકો કરવામાં આવે છે. આ કટકો પોલા વાંસનો જ લેવામાં આવે છે. અંદરથી પોલાણ ધરાવતો આ વાંસના કટકાને એક બાજુ ત્રાંસો છેદ કરવામાં આવે છે. છેદ કરેલા ભાગમાં અન્ય વૃક્ષના લાકડાના નાના કટકામાંથી એક ડગરી બનાવી ડગરીની એક બાજુની ધારને સપાટી રાખી વાંસના પોલાણવાળા ભાગે ગોઠવવામાં આવે છે. વાંસળીના ઉપરના ભાગે ચારથી પાંચ છિદ્રો સારણી વડે પાડવામાં આવે છે. છેવાડાના ભાગે પોલાણ ખુલ્લુ રાખવામાં આવે છે. ઉપરની તમામ સપાટીને સુંવાળી બનાવવામાં આવે છે. ત્યારબાદ હોઠ વડે તેમાં

હવા પૂરવામાં આવે છે અને સપ્રમાણ હવાને વહેતી આંગળીઓ વડે નિયમિત છિદ્રોમાં રોકવામાં આવતા વિવિધ સૂરો રેલાય છે.

**નગારૂ :**

વાદ્યોમાં નગારાઓનું સ્થાન પણ મહત્વનું હોય છે. નગારૂ મોટા ભાગે અર્ધગોળાકારનું હોય છે. જેમ ઘણાં બધાં માણસોનું રાંધણ મૂકવા લોખંડની મસમોટી કઢાઇ મૂકવામાં આવે છે. તેમ મંદિરમાં ઘંટારવ સાથે નગારાનો નાદ પણ અવર્ણનીય હોય છે. સામાન્યતઃ કડાઇ જેવડુ કદ ધરાવતું નગારૂ પકવેલી માટીનું કુંભારને ત્યાંથી ચાકડે ચડાવેલુ મળે છે. આ ઉપરાંત મોટા કદના નગારા લોખંડ કે અન્ય ધાતુમાંથી બનાવવામાં આવે છે. નગારાની ઉપર વર્તુળાકારે કાચા ચામડાનું મોટું પડ ચડાવવામાં આવે છે. આશરે પુખ્ત વય થવા આવેલા પાડાના ચામડાની ખાલ નગારા ઉપર ચડાવવામાં આવે છે. મજબુત સુતરની દોરીથી નગારાના કિનારાના બંધનને ધ્યાનમાં રાખી ચામડાની કિનારે કાણાં પાડીને વાંસની ચપટી પટ્ટીઓ બે થી ત્રણ ગોળાકાર વાળી ચામડાને બે ત્રણ વળ આપી કાણામાં સુતરની દોરી પરોવી નગારાના બૂધે ઓઢણી આકારનું એક વર્તુળ રચી તેના ઉપર દોરીઓના આંટા ઉપર નીચે, વર્તુળાકાર ખોસીને નગારૂ બનાવવામાં આવે છે. ત્યારબાદ મજબુત ચિકાશ ધરાવતા વૃક્ષના લાકડાની જાડી સરખી બે દાંડી ઘડીને નગારા પર પ્રહાર કરતા અદ્‌ભૂત અવાજ બહાર રેલાય છે. રાજા મહારાજાઓના સમયે યુદ્ધમાં નગારૂ સેનામાંથી ભય દૂર કરવા, સૈનિકોમાં જુસ્સો વધારવા, પાનો ચડાવવા વગાડવામાં આવતુ હતું. આ ઉપરાંત મંદિરોની આરતી

સમયે પણ નગારૂ વગાડવામાં આવે છે.

**હારમોનીયમ :**

હારમોનીયમ એ એક એવુ સાદુ યંત્ર છે જેમાંથી વ્યકિત સાત સૂરોને રેલાવી શકે છે. વિવિધ ચાવીઓ દ્વારા રેલાતા આ સૂરો સૌનું મન મોહી લે છે. હારમોનીયમને પેટીવાજુ પણ કહે છે. લાકડામાંથી બનાવેલી પેટીમાં એક તરફ મજબૂત લાકડાની પાતળી પટ્ટીઓ ગોઠવવામાં આવે છે. સામેની બાજુ કાપડના પડદાઓ હવાચુસ્ત રીતે જળવાઇ રહે તે રીતે બાંધવામાં આવે છે. વચ્ચેની ઉપરની સપાટી પર લાકડાની ચાવીઓ સૂરોની સુરાવલિ પ્રમાણે ગોઠવવામાં આવે છે. કાપડના પડદાઓની ગોઠવણીને ધમણ પણ કહે છે. આ ધમણની અંદરની બાજુ ચારથી પાંચ કાણાં પાડી સ્ક્રૂ કે જાડા રીવેટ દ્વારા હવાનું બંધારણ સાચવવા આઘા પાછી કરવામાં આવે છે. આમ પેટીવાજુ તૈયાર કરવામાં આવે છે. મોટે ભાગે દરેક સંગીતમાં હારમોનીયમ મોખરાનું સ્થાન ધરાવે છે.

**જુનો લાકડાનો બેન્ઝો :**

પેટીવાજાને મળતુ આવતુ આ સંગીત વાદ્ય લંબચોરસ આકારનું ચપટુ પહોળુ હોય છે. પેટીવાજાની જેમ સંપૂર્ણ લાકડામાંથી બનાવવામાં આવે છે. જુદી જુદી ચાવીઓ લાકડાના ચોકઠામાંથી લોલીપોપ ચોક્લેટ જેવી બનાવી અંદરના ભાગે જડી દેવામાં આવે છે. અડધી કપાયેલી સપાટીવાળી લાકડાની પાતળી પ્લેટ

તેની ઉપર ઠોકવામાં આવે છે. ત્યારબાદ બે બાજુ બે છેડે લોખંડના તાર ખેંચીને સ્ક્રૂ વડે ગોઠવવામાં આવે છે. આ સંગીત વાદ્યને એક હાથે પતરીના એક ટુકડાને તાર ઉપર અથડાવવામાં આવે છે. બીજા હાથની આંગળીઓ દ્વારા લોલીપોપ આકારની ચાવી ઉપર દબાવતા સંગીત ઉત્પન્ન થાય છે. આ સંગીત વાદ્ય સંપૂર્ણ દેશી ઢબે નિર્માણ કરવામાં આવે છે.

**તંબુરો :**

આદ્ય ભકતો એવા મીરાં, નરસિંહનું આ પ્રિય વાદ્ય છે. સામાન્ય રીતે તંબુરો એક મોટા આકારના તુંબડામાંથી બનાવવામાં આવે છે. તુંબડાના વેલા ઉપર પાકીને સુકાઇ ગયેલા તુંબડાને તોડી લાવી તેની ડૂંટીનો ભાગ જુદો કરીને અંદરના ભાગેથી બીજ તેમજ નકામો પદાર્થ દૂર કરી કાચા ચામડાને ગોળાકારે લગાડવામાં આવે છે. તેના ઉપર પતરાની એલ આકારની ધાતુને ગોઠવી દેવામાં આવે છે. તેના ઉપર કાણા પાડવામાં આવે છે. ત્યારબાદ તંબુરાના મધ્યના નીચેના ભાગે એક વાંસના લાકડાની ગોળાઇ જેવડુ બાકોરૂ પાડી ઘુસાડવામાં આવે છે. આ વાંસના લાકડાના છેડે કાણાં પાડી ત્રણથી ચાર ઉભી દાંડી જડવામાં આવે છે. આ દાંડી અને તંબુરાના ચામડાના ભાગ ઉપર લગાવેલા પતરાની ધાતુ સાથે ત્રણ જેટલા તાર બાંધવામાં આવે છે. આ તંબુરાનું નિર્માણ થાય છે. ભજનિકો તંબુરાના તુંબડાના ભાગને જમીનને અડકાડી વાંસના દંડને ખભાના ટેકે ટેકવી તાર ઉપર ટેરવા ફેરવી નખ વડે સંગીત ઉત્પન કરવામાં આવે છે.

**માણ :**

ગોરાળુ માટી, લાલ તેમજ કેસરી રંગની માટીને જમીનમાંથી ખોદી કાઢવામાં આવે છે. આ માટીને કુંભાર પગથી ખૂંદીને તેનો ગારો બનાવવામાં આવે છે. ત્યારબાદ નિભાડામાં પકવવામાં આવે છે. પકવેલા નિભાડામાં મોટા મજબુત પ્રકારના માટલાને મજબૂતાઇથી તેના પર ટકોરા મારવામાં આવે છે. હથેળી, આંગળીઓ વગેરે દ્વારા નિયમ પ્રમાણે થાપ આપતા તેમાંથી સંગીતના સૂરો પેદા થાય છે. આ માટલુ વારેઘડીયે પ્રસંગોપાત સંદેશાવાહક ભજનીક તેનો વાદ્ય તરીકે ઉપયોગ કરે છે. મોટા ભાગે ભટ્ટ કથાકારો આ વાદ્યને વગાડતા હોય છે. માણ ભટ્ટ શબ્દ સમૂહમાં ઉચ્ચારતા આ કથાકારો માણભટ્ટ તરીકે ઓળખાવા લાગ્યા હતા. માણના સંગીતનો જાદુ ભાવિકોને આ કથામાં સફળ નિવડે છે.

**નાની પીપુડી :**

નાની પીપુડી પીપળાના પાનમાંથી બનાવવામાં આવે છે. પીપળાના પાંદડાને ગોળાકારે વાળી તેના બેઉ છેડાને યોગ્ય રીતે અંદરોઅંદર પરોવી હોઠ દ્વારા તેમાં હવા ભરવામાં આવે તો તેમાંથી ધ્વનિ પેદા થાય છે. આ પીપુડી મજબુતાઇ ધરાવતી હોવાથી જે તે વ્યકિત કલાકો સુધી તેને વગાડવામાં મશગુલ બની જાય છે. જો કે આજે આવી પીપુડીઓનું અસ્તીત્વ જણાતુ નથી. આધુનિક જમાનામાં પ્લાસ્ટીક તથા લાકડામાંથી બનાવેલી પીપુડીઓ બજારમાં મળે છે.

**વેશ-ખેલ પરંપરા :**

નાયક સમાજની આજીવિકાનું મુખ્ય સ્ત્રોત એ માત્ર ને માત્ર કલા છે. કલાની ખેરાત કરનાર આ પ્રજા એક રીતે ભારતીય પરંપરા, મૂલ્યો, સંસ્કારોની ઉદ્દાતપણે સેવા કરી રહ્યો છે. વરસોથી આ પરંપરાને નિભાવનાર આ સમાજમાં કલાના અખૂટ ભંડારો જન્મજાત જોવા મળે છે. ઓછી આવકમાં પણ વૈભવશાળી વેશભૂષા, કલાપ્રદર્શન અર્થે ખરીદેલા ઘરેણા, કપડા, વાદ્યો અન્ય કલા સામગ્રીની બહુ મોંઘી વસ્તુઓ વરસોની મહેનત બાદ જ અસ્તિત્વ મેળવે ને આમ વિવિધ દશ્યો સર્જતી આર્થિક, સામાજીક સાંસ્કૃતિક, પ્રાગૈતિહાસિક મૂલ્યોને ઉપર ઉઠાવનાર આ સમાજની કલા ખરેખર ભારત તેમજ અન્ય દેશો માટે બેનમૂન છે.

**સાહિત્ય**

નાયક સમાજમાં પોતાની એક મૌખિક પરંપરા છે. મૌખિક પરંપરામાં એમનું મૌખિક સાહિત્ય પણ જોવા મળે છે. જુદા જુદા પ્રસંગે ગવાતા ગીતો એ તેમના મૌખિક સાહિત્યની એક મોટી પરંપરા જોવા મળે છે.

લગ્નમાં તેઓ ગણપતિ, ગોતેડો, ગ્રહશાંતિ, વરઘોડો, ફુલેકુ, પીઠી વગેરે પ્રકારની વિધિઓ કરે છે.

વિધિઓ દરમ્યાન ગવાતા ગીતો તેઓની મૌખિક પરંપરામાં છે. આ લગ્નગીતોમાં તેઓનું લોકજીવન ધબકે છે. તેઓની રહેણી, કરણી, વિચારો, જીવન જીવવાની પદ્ધતિ, વાણી, વ્યવહાર વગેરે તેમના ગીતોમાંથી તરી આવે છે. લગ્ન વિધિઓમાં પ્રથમ ગણપતિ સ્થાપના કરે છે. આ સમયે ગવાતુ મહત્વનું ગીત આ પ્રમાણે છે.

જુનાગઢમાં મોડયા ગણેશ, ગણેશ મામા કયારે આવશો.
મામા તમારાથી ભલેરૂ મારે કોઇ નથી.
જુનાગઢમાં મોડયા ગણેશ, ગણેશ માસા કયારે આવશો.
માસા તમાંથી ભલેરૂ મારે કોઇ નથી.
જુનાગઢમાં મોડયા ગણેશ, ગણેશ ફુવા કયારે આવશો.
ફુવા તમાંથી ભલેરૂ મારે કોઇ નથી.
જુનાગઢમાં મોડયા ગણેશ

આ પ્રસંગે ફળીયાની સઘળી સ્ત્રીઓ, નાનાં છોકરાઓ, બાલીકાઓ ભેળા મળી ગણપતિની લોકગીત દ્વારા સ્તુતિ, વંદના કરે છે. આ રીતે આ લગ્ન પ્રસંગનો શુભારંભ ગણપતિની સ્થાપના દ્વારા કરે છે. જેમાં દેવોના દેવ ગણપતિની આરાધના કરવામાં આવી છે.

જુના ઘરમાં શબ્દના પરંપરાગત વિધિ વિધાનોને મહત્વ અપાયું છે. જૂની પરંપરાને નિભાવવાની વાત થઇ છે. સૌ પ્રથમ મામાને યાદ કરવામાં આવે છે. ત્યારબાદ જ માસાને આમંત્રણ આપે છે. પછી ફુવાને

આમંત્રણ આપવામાં આવે છે. આ રીતે ક્રમશઃ તમામ પ્રકારના સગા સંબંધીઓને આમંત્રણ આપવામાં આવે છે. ગણેશ સ્થાપના થયા પછી જ દરેક જગ્યાએ પ્રસંગનું આમંત્રણ અપાય છે. સૌપ્રથમ દેવોના દેવ ગણપતિને આપે આવે છે. ત્યારબાદ આખા પ્રસંગની શરૂઆત થાય છે. લગ્નના ચાર-પાંચ દિવસ સુધી આ પ્રસંગ ચાલે છે. ગણપતિની સ્થાપના પછી વરરાજાને કે કન્યાને પીઠી ચડાવવામાં આવે છે. પીઠી માટે સ્ત્રીઓ એક ગીત ગાય છે. જે આ સમાજમાં પ્રચલિત છે.

સવામણ સોનાની રે પીઠી રે
અધમણ રૂપાની
માદરીયા રે હું તમને પૂછુ બાપુ મારા
રે તમને બેની કેવી વાલી રે જાણે
મારા હૈયાનો રે હાર રે
જાણે મારા કોટોના દોરા રે જોણે મારા
માથાના મોળીયા રે
સવામણ સોનાની રે પીઠી રે

દરેક વર કન્યાને પીઠી ચડાવવાનો રિવાજ છે. જેમાં હળદર પલાળી આખા શરીરે ચોળવામાં આવે છે.

**વેશ :**

ભારતમાં વિચરતી વિમુક્ત અનેક જાતિઓ ભવાઈના ખેલ કરતી આવી છે. તેથી દેશના ઈતિહાસમાં પણ આપણે નજર કરવી પડે આટલા માટે આપણે ભારતની પ્રાચીન નાટય પરંપરાનો ઈતિહાસ જોઈએ. ભરત અને બીજા મિમાંસકો મત અને દષ્ટ્રિકોણ મુજબ કેટલાંક મતો આ પ્રમાણે છે.

ભારતીય પ્રાચીન નાટય પરંપરામાં પાઠયપ્રધાન પ્રથારૂપક નામે અને ગીત તેમ નૃત્યપ્રધાન પ્રેક્ષ્યગેય કાવ્ય પ્રકારકે ઉપરૂપક તરીકે જાણીતી છે. નાટયશાસ્ત્રની પરિભાષામાં 'પ્રેક્ષાણક'નું જે વર્ણન છે તેની સાથે ભવાઈનો નજીકનો સંબંધ વિદ્વાનોએ કલ્પ્યો છે. એના નાયકને 'હીન' કહ્યો છે. તે નાટયશાસ્ત્રની પરિભાષામાં છે. ભવાઈએ પૂર્વ પ્રચલિત ગીત નૃત્યપ્રધાન ઉપરૂપકોમાંથી પોતાના વેશોની આકાર ઘડયા હશે એમ કલ્પીએ તો પણ ભવાઈના વેશો ભજવવાનો પ્રકાર અમુક એક જ પ્રધાનમાંથી ઉતરી આવ્યો છે. એમ કઈ રીતે કહી શકાય?

ઉપરૂપકો ઉતરતી કોટિના હોઈ પહેલાએ વિકસ્યાં ને પછી રૂપકો પણ ભરતે જે દશરૂપકો કહ્યાં એમાં 'નાટક' તેમ 'પ્રકરણ' જ નાટયના પૂર્ણસ્વરૂપે વિકસતાં આપણે જોઈએ છીએ. બાકીનાં રૂપકોના વર્ણનોમાં નર્તનનાં ત્રણેય અંગો, ગાયન તેમ લોકરંજન અંગેમાં સમાન તત્વો દેખાય છે.

શારદાતનય સુધી આવતાં તો ભરતે રૂપકો કહ્યાં છે. તે 'ભાણ', 'વીથી' ને 'પ્રહસન' ઉતરીને ઉપરૂપકો થઈ ગયાં. એવાં ૨૦ ઉપરૂપકોની યાદી 'ભાવપ્રકાશન' તેમ 'સાહિત્યદપર્ણ'માં મળે છે. જે લોકો

વચ્ચે ભજવાતાં હતાં ને ભવાઈમાં છે. એવાં સમાન તત્વો એનાં વર્ણનોમાં છે. તે બધાં ગેયપ્રેક્ષ્ય નૃત્ય-નાટય પ્રકારો છે. બે કે ત્રણ સંધિની રચનાવાળા વેશો છે. જેમાં ગાયન, વાદન અને નર્તનની ભૂમિકા પર શૃંગારાભાસ તેમ હાસ્યનું ઉદ્‌દીપન્ન થાય છે.

પ્રેક્ષાવક તો આબેહૂબ ભવાઈને મળતું છે. તે પણ ભવાઈની માફક મોટા માર્ગ ઉપર, જનસમુદાયમાં, ચોરામાં અને દેવમંદિર આદિ બહુપાત્રોથી ભજવાતું પછી આ પ્રકારોમાંથી રૂપકોનો વિકાસ થતો રહ્યો છતાં આદિસ્વરૂપે પણ એ ભજવાતાં તો રહ્યાં. નૃત્તના વિકસિત રસનો પ્રકાર તે નૃત્ય એમાં પ્રધાન રહ્યું, છતાં ભાંડ કે ભવાઈ પણ રસનિરૂપણની દૃષ્ટિએ તેમ રસનિષ્પત્તિની દૃષ્ટ્રિએ રૂપકો કરતાં ઉતરતી કોટિનાં હશે કેમ કે નરસિંહ મહેતાથી માંડીને સહજાનંદ સ્વામી સુધીના સંત-મહંતોએ એને ભાંડી છે ને ભૂંડી કહી છે. તેનો અને માન્ય લોકનાટ્ય વગેરેનો આશ્રય લઈ એમાંથી નવાં સ્વરૂપો જન્મ્યા હોય, જન્માવવાનું કોઈને મન થાય તો ના નહિ.

નાયક સમાજના લોકો ગામડાઓમાં ભવાયા તરીકે પણ પ્રખ્યાત હોય છે. કારણ કે તેઓ જુદી જુદી પ્રકારની ભવાઈના વેશ ભજવીને જ પોતાનું ગુજરાન ચલાવે છે. સંસ્કૃત મિમાંસા અને ગુજરાતી વિવેચકો અને લોકો પાસેથી મેળવેલી માહિતી પ્રમાણે ભવાઈ અને ભવાયા વિશે જુદા જુદા પ્રકારના વિચારો જાણવા મળે છે.

માંડણ નામના નાયકે જણાવ્યા પ્રમાણે ‘યુંડાદ્રાલણ’ માં ભવાઈને ભાવના તરીકે ઓળખાવી છે. ભાવન કરવાનો અર્થ લોકોમાં રહેલા વિવિધ પ્રકારના ભાવોને જગાડવો એવો થાય છે.

ભવાયા અને ભવાઈ અંગે જુદી જુદી અટકળો કરવામાં આવી છે. સૂત્રધારને ભાવ કહેવાયો છે ને તે પરથી ભાવકાઃ એમ થયું એનું પ્રાકૃતરૂપ 'ભાવઆ' પછી ''ભાવયા'' ને તે પરથી ભવાઈયાને છેલ્લે ભવાયા અને એ લોકો ભજવે તે ભવાઈ એમ કહેવાયું.

એક બીજી અટકળ પ્રમાણે ભાવ ઉપરથી ભાવયતિ એટલે નવી સૃષ્ટિ ઉત્પન્ન કરે તે અને એના પરથી પ્રાકૃત 'ભવાઈ' શબ્દ બન્યો.

ડૉ. હરિવલ્લભ ભાયાણીએ ''શબ્દ પરિશીલન''માં ભવાઈ શબ્દના ઘડતર અને અર્થવિચારની વિગતો ચર્ચા કરી છે. તે પરથી ''ભવાઈયા એટલે સ્ત્રીનો વેશ લેતા નટ'' અને ભવાઈ એટલે 'ભાવ કરવો' ''વેશ ભજવવો'' ''ભાવની ભજવણી'', ભાવની ભવાઈ વગેરે.

કેટલાકના મંતે 'ભવા' એટલે શક્તિ અને તેનાં ગુણગાન જે વડે થાય તે ''ભવાઈ'' તો કેટલાંક ''સંસાર લીલાનું અનુકરણ તે ભવાઈ'' એમ કહે છે ને ભવાઈની ઉત્પત્તિ ''ભવવહી''માંથી થવાનું માને છે. સ્વ. જયશંકરભાઈ વગેરે પણ એ મતને અનુમોદન આપે છે.

સુધા બહેનના મતે ભાવ ઉપરથી ભાવના થયું. ગીત-નૃત્ય દ્વારા પુજા થાય છે તે ભાવના અને તે ઉપરથી ''ભાવન'' થયું.

ભાવના એટલે ભક્તિ અથવા ગુણગાન કે લીલાવિસ્તાર ''ભાવન'' ઉજવે તે ભાવક ભવઈયોને ભવઈયો જે ભજવે તે ''ભવાઈ'' આ પ્રમાણેની ગામેગામ યોજાતી જાય છે. અને એ પ્રમાણે લોકકળાનું ઉત્તરોત્તર વિકાસ થાય છે. નાયક સમાજ વિવિધ પ્રકારના ખેલો દ્વારા લોકોને ખુશ કરે છે. પોતાનું પેટીયું

રળે છે. ગામમાં જ્યારે ખેલ કરવાની શરૂઆત થાય ત્યારે 'ગાયણા'થી એની શરૂઆત થાય છે. 'ગાયણા' વિશે મળેલ માહિતી આ પ્રમાણે છે.

ગાયણાથી એની શરૂઆત થાય અને રામદેવના વેશથી એ પુરી થાય. મંડળી ગામમાં આવી જ્યાં ખેલ હોય ત્યાં ગાયણું કરે. ચોરે બેઠક થાય અને ગામના પટેલો ગાયણું સાંભળવા આવે. ગાવણામાં સારંગ રાગથી ઉપાડ થાય અને એમાં રામદેવના વેશની વાત રજૂ થાય એ વાતનો પ્રવાહ તોડી એક અવધૂત પ્રવેશે.

સાધ્યન્ત વાસ્તવિકતાથી આલેખાયેલા એ પાત્ર દ્વારા ધૂતારા સાધુઓને ખુલ્લા પાડવામાં આવે.

ગાવણામાં ભજવાતો આ વેશ ''બાવાનો વેશ'' કહેવાય છે. એમાં પાખંડી ક્રિયાકાંડીઓ પર વેધક કટાક્ષો છે. આ સિવાય સમય હોય તો ગાવણામાં સત્સંગ થાય તેમ રામાયણ મહાભારતની વસ્તુનાં ગીતો વગેરે પણ ગવાય.

ગાવણું ચાચરમાં જ થાય. આ બધું રાતની ભવાઈ રમાતા પહેલાં સાંજને સમયે થયું હોય.

પછી નક્કી થયેલ અચર ચોકમાં ભૂંગળના શેક આપી ગ્રામ-દેવતાંને આમંત્રણ આપવામાં આવે. આખો ભવાઈ મહોત્સવ પુરો થયા પછી એટલે કે છેલ્લો રામદેવનો વેશ ભજવાયા પછી ચાચર ચોકમાં ફરતું ભૂંગળ વગાડી ગ્રામ-દેવતાને રજા આપવામાં આવે.

નાયક સમાજના ભવાઈના કલાકારોનું એક આગવું લોક રંગમંચ હોય છે. જ્યાં ભવાઈના ખેલો ભજવાયા છે. ગામના મંદિરના ચોકમાં કે શેરી-રસ્તાના ચોકઠામાં અથવા ખુલ્લા મેદાનમાં વર્તુળ આકાર પ્રેક્ષકો ગોઠવાતા હોય છે. અને વચમાં આંતરેલી જગ્યા હોય છે. જેને ચાચર ચોક કહે છે. ગોળ વર્તુળ

તેલની ધારથી બાંધાવામાં આવે છે. અને પછી માતાની સ્થાપના કરવામાં આવે છે.

માતાના દીવામાંથી મશાલ પ્રગટાવી ચાચરની એક બાજુ શક્તિના પ્રતિક તરીકે રાખવામાં આવે છે. ચાચરમાં અજવાળું રહે તે માટે એમાંથી બીજી મશાલો સળગાવવમાં આવે છે. માતાનો મુજરો, પૂજનવિધિ, પૂર્વરંગ કર્યા પછી ભવાઈનો વેશ ભવાયાઓ શરૂ કરે છે.

ભવાઈના કલાકારો મુખ્યત્વે લોક-રંગમંચ પર બોલાતી ભાષાનો ઉપયોગ કરતા જોવા મળે છે. જેથી લોકો પર તેની અસર વર્તાય છે.

જેમ કે લોક મંચ પર લોકભાષા બોલાવા લાગી. લોકો પોતાના ગીતો ગાવા લાગ્યા અને શેરીઓ કે મંદિરોની નજીક પ્રયોગો થવા લાગ્યા. એમના મૂળ વિચારો કુદરતી રીતે જ એમના જીવનની છબી બની તેમ આહાર્ય વગેરે તમામ મૂળ તત્વો એમના જીવન તથા એમની કલ્પનામાંથી આવ્યા.

દિગ્દર્શકો લોક-રંગમંચ અને લોક-નાટયની શૈલીને આશ્રયે ગયા ત્યારે નાટકોનાં મંચનમાં દિગ્દર્શકોએ લોકનાટ્યની શૈલીનો આશ્રય લીધો છે. ત્યારે પણ એવા અંશો પર પુરતુ ધ્યાન આપ્યું છે. દા.ત. મેના ગુર્જરીના વેશમાં મેના વગેરેની વેશભૂષા જે પ્રદેશ વિશેષનાં પાત્રો હતાં તેના પર આધારિત રહી હતી. એટલું જ નહિ પણ દિગ્દર્શકોએ જ્યારે જ્યારે લોકનાટયમાં પ્રવેશ કર્યો ત્યારે ત્યારે પણ તેમણે એવા અંશો પર પૂરંતુ ધ્યાન આપ્યું જ છે. દા.ત. જશવંત ઠાકર, માર્કડ ભટ્ટ, જનક દવે, મનસુખ જોશી, કૈલાસ પંડયા અને શાંતાબહેન ગાંધીએ જેમાનાં જે સંસ્કરણો કર્યા તે તમામમાં તે દેખાય છે.

વેશભૂષા જે પ્રદેશવિશેષના પાત્રો હતાં તે વાતાવરણ પર આધારિત હતી. જેમ કે પરીઓ અને

ઓડણીના ઘેરદાર ઘાઘરા જે ગુજરાત-મારવાડની સ્ત્રીઓની એ પ્રકારની વેશભૂષાની સીધી નકલ છે. ભવાઈની વિશિષ્ટ અંગભંગિઓ માટે આ ઘાઘર એક અનોખું થિયેટર કોસ્યુમ પણ છે જે ભવાઈમાં રૂઢ છે તે પણ તેની પસંદગી પર ધ્યાન લેવાયું છે.

નાયકોની ભવાઈકલા માટે એમ કહી શકાય કે ભવાઈકલા કોઈ મોટા રંગમંચ પર થતી નથી કે જેના વાતાવરણની અસર પર કલાકારોએ મદાર બાંધ્યો હોય કોઈપણ પ્રકારની સામગ્રી વિનાની સાવ ખાલી જગ્યા જેને ચાચર કહેવામાં આવે છે. ત્યાં વેશ ભજવાય છે. એક બાજુ માતાની છબી કે ગરબી- માંડવી જેવા આકારની જેમાં દેવીની છબી મુકાય છે. જે પ્રેક્ષકોની દેશ્યરચના બને છે.

પ્રકાશ ન હોય ત્યાં મશાલનું અજવાળું હોય. ચાચરની ચારે બાજુ પ્રેક્ષકો બેઠેલા હોય અને એમાં એક બાજુ વાજિંત્રો વગાડનારા હોય આને રંગમંચ તરીકે ઓળખવામાં આવે છે. ઘણી જગ્યાએ માંડવો બાંધીને તેમાં ભવાઈ રમવામાં આવે છે.

જોકે લોક રંગમંચની વિશેષતા જ એ છે કે કલાકારો કોઈ નિશ્ચિત મંચના ગુલામ થવાને બદલે મળેલ સ્ટેજ કે જગ્યાને અનુકૂળ થવું જ રહ્યું.

દા.ત. યુ.એસ.એમાં પોર્લેન્ડ, ડેનમાર્ક, અને ફ્રાન્સ (મોરેન્કસ)ની લોક નૃત્યોના પ્રયોગો હતા. ફ્રાન્સના કાલાકારોએ પગે લાકડીઓ બાંધી તેને વેપાર તરીકે વાપરી, નૃત્યો કરવાનાં હતાં. આ નૃત્યોને સ્ટેજ અનુકૂળ નહોતું. લાકડીઓ મંચ પર લપસી પડે તેમ હતું. છતાં કલાકારો બેલેન્સ સાચવી શક્યા અને મંચ અનુકૂળ થઈ નૃત્યો કર્યા તેની આ કુશળતાથી પ્રેક્ષકોએ તાળીઓના ગડગડાટથી નોંધ લીધી હતી.

ભવાઈ કલા વિશ્વ થિયેટરમાં પણ પોતાનો ફાળો આપી શકે તેમ છે. નોંધેલું રહ્યું કે આ કલા સામે સૈકાઓથી પ્રજા નિઃશબ્દ રહી છે. કદી ઉંકારો કર્યો નથી એ બહુજન નર્તન હોઈ તેમાં આંગિક ચલન સરળ હોય છે. ખેમટો, કેરવો કે દાદર જેવા સરળ તાલોનો જ તેમાં ઉપયોગ થાય છે. ગરબા રાસ જેવા નૃત્ય પ્રકારો પણ વેશોનો એક ભાગ બને છે. તેમાંના ભાવાત્મક અંશો તેમ આંગિકાભિનયનને કારણે તે નૃત્યમાં વિકસી નર્તન સુધી પહોચ્યું છે અને તાલ, લય ઉપરાંત સંગીત પણ તેમાં ભળ્યું છે. એ વિકાસક્રમમાં છેલ્લા પગથિયારૂપ સંવાદ પણ એમાં હોઈ એ નાટ્ય છે.

આ ભવાઈમાં ભૂંગળ વાગે, તબલું વાગે, ઘુંઘરૂ વાગે અને પ્રેક્ષકોમાં એક મોજું ફરી વળે પછી ચાચરમાં કઈક થાય- કવિતામાં સામસામા જવાબ પ્રેક્ષકો સાથે સીધો સંપર્ક વગેરે થાય સેટ નહિ, લાઈટ નહિ, મુક્ત, મર્યાદા વગર સાહજિક રીતે સહજ ચલનોથી વેશ લોકોમાં પહોંચી જાય.

ભજવાતી ભવાઈનું સર્જન મુખ્યત્વે તો પ્રેક્ષકો વચ્ચે જ સર્જાતું હોય છે. એટલે કે ભવાઈનો સર્જક તો પ્રેક્ષકો વચ્ચે જ સર્જાય તેને લોકહ્દયોનો જ પડઘો સાંપડે. પોતાના આગવા રૂપમાં એ સ્વરૂપ આપોઆપ ઘડાય, તે તરફ જ દૃષ્ટ્રિ કેન્દ્રિત કરવાનો છતાં એ એટલું મુક્ત સ્વરૂપ છે કે એ ઘટનામાં પેલા નાટ્યતત્વની પણ સ્વીકૃતિ થતી રહે.

ભવાઈની ભજવણી ચાચરમાં થાય છે. જેમાં પૂર્વરંગમાં પ્રારંભમાં પૂજા સ્તુતિ સ્વરૂપે ગણપતિનો વેશ આવે છે. ગણેશ સ્તૃતિનાં 'ગણેશિયા' અને મારૂના પહોરની સાખીઓ ગવાયા બાદ ગણપતિના મોં આગળ સ્વસ્તિક ચિહ્નવાળી થાળી રાખી નાચે છે ને પછી તેના પુજારાની મા કાલી આવે છે જે બોબડી

મૂંગી છે અને મૂક અભિનયથી પોતાની વાત કહે છે. ગણપતિ માટે કોઈ ભાવિયો ભગતને પૂજારો તેડાવાય છે ને પછી ડાગલો આવે. પૂર્વરંગમાં આટલા ધાર્મિક વેશો થાય. કેટલીક મંડળીઓ ગણપતિને નૃત્ય કરવા માટે ચાચરમાં ગણપતિ મંડળ પણ દોરે છે.

નાટયશાસ્ત્ર પ્રમાણે સંસ્કૃત મંડળમાં પણ રંગપૂજા વેળાએ દેવતાઓને મંચ પર બેસાડતાં પહેલાં યોગ્યસ્થાને વિધિ પ્રમાણે મંડળ દોરવામાં આવે છે.

ચાચરમાં રંગમંચ કે એવું કોઈ માધ્યમ ઉપયોગમાં લેવામાં આવતું નથી. મેદાન પોતે જ રંગમંચની જગ્યાએ નર્તન કરનારના પગથી એની ધૂળ હવામાં ઉડે છે. મશાલના અજવાળાના કારણે ચાચરની ધાર ચળકે છે.

રંગમંચની માફક ચાચરના જુદા જુદા ભાગો થતા નથી પણ વર્તુળાકાર રેખાના બંને છેડા એક બીજાને મળી જતા હોય છે અને પડદો ઉપડે કે બંધ થાય એ પ્રશ્ન પણ નથી. કેમ કે એમાં કેન્દ્ર તેમ ગોળાકાર જગ્યા એ બેજ માત્ર પ્રેક્ષકોને બેસવાના બિંદુ રહ્યાં છે.

આદિમાનવ નિર્વાહ માટે શિકાર કરી શિકારને કેન્દ્રમાં બાંધતોને એ રોકાય ત્યાં સુધી આજુબાજુ નાચતો એ ક્રિયા સામુહિક તેમ આનંદ માટે થતી. કેન્દ્ર પ્રેક્ષકોને ખેંચવાનું બિંદુ બન્યુ અને ગોળ વર્તુળ જેવી જગ્યા વિકસી. વિશ્વના લોકનાટયો, નૃત્યો વગેરે આ ગોળાકાર જગ્યા આમ આદિમાનવે ભેટ આપી છે.

ગોળાકાર જગ્યા જેને ભવાઈ-લોકનાટયમાં 'ચાચર' એમ કહ્યું છે. તેમાં ભવાઈની ભજવણીના અનુક નિયમો છે જે અલિખિત છે પણ તેનું પાલન જરૂરી બને છે. દા.ત. મંચ પ્રેક્ષકોની વચ્ચે ખુલ્લો મંચ છે.

વર્તુળાકાર એવું એનું રૂપ છે.

આથી ભજવણીનું સ્વરૂપ પણ નિરાળું બની જાય છે. દશ્ય બદલવા 'પડદા' માટે 'વિંગ'નથી, માઈક્રોફોન કે લાઉડ સ્પીકર નથી, વીજળીના દીવા નથી. પ્રકાશ આયોજન સાદું કે સંગીતકારોએ મોટા અવાજે સંગીત ગાવાનું હોય છે અને કલાકારોને પણ આ ચાચરમાં મોટા અવાજે બોલવાનું હોય છે.

ચાચરને ભવાઈ કલાકારો ખૂબ પ્રવિત્ર માને છે અને ઉપર કહ્યું તેમ તેઓ એને વધાવે છે તથા ગાય છે.

જેમ કે :

ચાચર મોતીડે વધાવું, અંબેમાનો ચાચર મોતીડે વધાવું
કુમકુમ કેશ રે ચાચર પુજું ફૂલડીઓ વેરાવું
અંબેમાનો ચાચર મોતીડે વધાવું.
દુષ્ટ દુરીજન લોક જેમ તેમ બોલે તે મનમાં ન લાવું
અંબેમાનો ચાચર મોતીડે વધાવું.
કહે દલસુખ દીન દામ વિનાનો હું તો દેવીનો દાસ કહેવાવું
અંબેમાનો ચાચર મોતીડે વધાવું.
રામદેવના વેશમાં ચાચરું ગૌરવ કરતાં અસાઈતે કહ્યું છે કે
ચાચર તહાં ચાચર ભલી,

જોત તણી ઝગમગ
ઘણા એક, ગુણીજન રમી ગયા
તીંહાના પગની રજ

ભવાઈ કલાકારો ચાચર ભાગ્યે જ ખાલી રાખે છે. પાત્ર તૈયાર ન હોય તો પણ ચાચર બંધ ન રહે પણ સંગીતકારો ઉઠાવી લે અથવા તો નર્તન કે ગરબા વગેરેથી ભરી દે છે.

ચૈત્ર નવરાત્રીના દિવસોમાં જુદી જુદી મંડળીઓ ચાચર બાંધી પોતપોતાના વેશ ભજવતા હોય છે. મોટાભાગે ગામડાઓમાં મુખ્ય ચોક એક હોવાથી ચોકમાં આ વેશો રજુ થવા પામે છે.

ભવાઈના વેશમાં પાત્રો મહત્વનાં હોય છે. નાયક સમાજ માટે ભવાઈ જીવન ગુજારા માટે મુખ્ય હોય ભવાઈ તેમના જીવન સાથે સંકળાઈ ગયેલ છે. ભવાઈના વેશના પાત્રો જુઓઃ

પૂર્વરંગમાં ગણપતિએ સૂંઢની જગ્યાએ ઢાલ લટકાવી હોય છે. તેમ સ્વસ્તિક ચિહ્નવાળી થાળી હોય છે. સાથે આવેલ કલાકારો માતાજીની સ્તુતિ કરે છે. અને પછી સૌ ઢોલામારૂ સંબંધી તમામ હકીકત સમજાવનારી સાખીઓ ગાય છે. બાદ ગણેશનું વર્ણન કરતું ગીત સ્તુતિરૂપે ગવાય છે. પછી કલાકારો ''રામૈયો...રામૈયો'' શબ્દો પુનરુક્તિ કર્યા કરે છે. તે વેળાએ ''કાલી નાચી રંગ હુવા'' એમ બોલતી 'કાલી' આવે છે. મોટેભાગે તે બોલ્યા વગર કામ કરે છે. ''ઊ...ઊ...ઊ...ઊ....'' એમ કરે છે. છતાં મૂક અભિનય અને બોબડા અવાજના માધ્યમથી પોતે સ્વર્ગભવનમાંથી આવી છે. અને સકળ સભાનાવિઘ્ન હરશે વગેરે તે પ્રગટ કરે છે. વેશ ગોર કે રંગાતરા સાથેના સંવાદમાંથી એ પોતાની વિશિષ્ટ ઢબે અંબા

પાસેથી કલ્લા કાંબીને મૂકી માગે છે. અશ્લિલ ચાળા પણ કરે છે ને ''ગરબડ ગરબડ કાઉ રે કાલી, નાચી કાલી રે નાચી કાલી''એમ ગાતી નાચતી ચાલી જાય છે.

પછી 'રંગારંગા ભોમણિયા, રંગા રંગા ભોમણિયા'એમ ગાતો બ્રાહ્મણ આવે છે. વેશગોર કે રંગાતરો એની સાથે સંવાદ કરે છે એ સ્વર્ગ ભવનની દ્વારા મતીથી આવ્યો છે. એમ કહે છે. દેવમંદિરમાં નમાજ પડવા બેઠો તો વગેરે ઊંધુ બોલે છે ટીપણું કાઢે છે. ગણેશને પૂજે છે અને પછી જાય છે.

ડગલો આવે. સૌરાષ્ટ્ર કાઠિયાવાડમાં ડગલો તે ગુજરાતમાં જૂઠણ કહેવાય છે. બંનેની ચેષ્ટા-ક્રિયાઓમાં ઘણુ સામ્ય હોવા છતાં એમાં વાર્તા જુદી જુદી વણાયેલી છે. સૌરાષ્ટ્રનો ડગલો અસલમાં એક શાહજાદો છે ને ઊંટે કહેલી કથાથી મહાન અને કૂટ પ્રશ્નોની ગડમથલમાં પડયો ને એને પરિણામે મોહ ઊતરી જવાથી વૈરાગી થયો.

ડગલો એની ચેષ્ટા-ક્રિયાઓથી, સંકેતોથી, ગુપ્ત આધ્યાત્મિક જ્ઞાન છતું કરે છે ને એનું તપ ભંગ કરવા છ અપ્સરા મોકલે છે. એ 'ગોરાણીના વેશ' રૂપે આ વેશમાં દાખલ થાય છે, પણ ડગલો તો અંગ-છેદન વગેરે ક્રિયાઓ અભિનયથી કરી ત્યાગવૃત્તિ અને વિદેહીપણાની જ પ્રતિતિ કરાવે છે.

ગુજરાતનો જૂઠણ પણ આમતો શેખ હુસેન નામનો બાદશાહ છે પણ એલફેલ બોલે છે. પોતાનાં જુદાં જુદાં પાંચ નામો કઈ રીતે પડયાં તેવી કથા કહે છે. ગલીચ વાતો પણ કરે છે ને 'પરભુ-પુતપ્રી'ની આડકથા પણ કહે છે. એની કથાઓમાં લગભગ હસવું આવે તેવી અસંબ્બધ જેવી તાત્કાલિક ચર્ચાકથા પણ હોય છે.

ડગલો હાસ્ય, મજાક, ઠેકડીથી બધાને હસાવે છે. તે અનુભવી બુધ્ધિશાળી, હાજરજવાબી, નિખાલસ છે. આખી રાતના દરેકે દરેક વેશની સંપૂર્ણ માહિતી તેની પાસે હોય છે. તે સાત સીબેતિયો એટલે બધી વાતે પુરો હોય છે. ઝાંડાઝુલણના વેશમાં તે વાણિયો, પૂરબિયાના વેશમાં ગટારામ, ગોપીઓના વેશમાં કુલ્જા, કૃષ્ણના વેશમાં સુખાનંદજી મહારાજ, જસમા ઓડણના વેશમાં રૂડિયો કે રંગલો બની બધાને હસાવે છે.

રામદેવના વેશમાં રંગલો પણ એજ. રામદેવ દુનિયાની ઉત્પત્તિથી લય સુધીની બધી વાત કરે ત્યારે તે જ્ઞાનને રોચક બનાવવા વચ્ચે વચ્ચે તુક્કા મુકી બંધાને હસાવે ને વેશને રસમય રીતે આગળ વહેતો થવામાં મદદ કરે. આમ ડગલો ભવાઈમાં ખૂબ ઉપયોગી પાત્ર, હાસ્યરસનો રાજા છે.

પૂર્વરંગ પછી વેશની શરૂઆત થાય છે. ભવાઈમંડળી શરૂઆતમાં માતાજીની ગરબીઓ ગાય છે. તેમાં પ્રચલિત રાસડા પણ લેવાય છે.

આ વેશનું અનુસંધાન તેમ આસર તથા સાંકળ સીધી અથવા આડકતરી રીતે ગરબા ઉત્સવો તેમ શુકન -માન્યતાઓ વગેરે ઉપર રહી છે. સ્વાંગ સજી પાત્રો તેમાં ભાગ લે છે. અંબાજીમાં, નવરાત્રી વેળાએ, ખોડીયાર ચોકમાં જુદા જુદા વેશ પહેરી ગરબા ગવાય છે. વડોદરામાં જન્માષ્ટમીએ વાઘરી કોમના ભાઈઓ ભવાઈ પહેલાં સ્વાંગ કાઢે છે. બાકોરના નાયકો નવરાત્રી, જન્માષ્ટમી, શિવરાત્રી તેમજ અન્ય તહેવારોએ સ્ત્રીવેશ ધારણ કરે છે. ભાવનગરમાં નવરાત્રીના સમાપનમાં જીભ કાપવા નટ માતાનો વેશ ધરે છે.

પતાઈ રાવળ જેવા વેશોમાં તો પાત્ર જ ગરબામાંથી બહાર આવે, રંગતારો તેની સાથે આવી પ્રશ્નોતરી કરે. ગરબાઓ વેશનો જ ભાગ હોય, ગરબો રાશ માત્ર પાળી જમાવવા જ નહિ પણ વેશના એક ભાગ રૂપેય વપરાય છે. વેશને સવાર સુધી લંબાવવાની જે અનેક તરકીબો છે. તેમાં ગરબા તેમ રાસની રમઝટ પણ એક ભાગરૂપે ગણાય.

સામાજીક, ઐતિહાસિક, પૌરાણિક,વાર્તા, રૂઢિઓ વગેરેથી વેશ બનેલો હોય છે. પ્રત્યેક વેશ સ્વતંત્ર વાર્તા ધરાવે છે. મોટાભાગના વેશમાં નાયક, નાયિકા અને વિદુષક હોય છે.

એક વેશ પુરો થતાં બીજા વેશનું સૂચન થાય છે. ગીત, નૃત્ય અને ગદથી આ વેશ બનેલો હોય છે.

નૃત્યના વેગ પ્રમાણે શૌર્ય, અધીરાઈ, કોમળતા જેવા ભાવો કલાકારો પ્રગટાવતા હોય છે. પાત્રના સ્વભાવ કે નાતજાત પણ તેમાંથી તરી આવતાં હોય છે. માઢ, પરજ, આસાવરી, જેવા રાગોમાં તેજ ચલતી, હીંચ, ત્રગડા જેવા તાલમાં આ વેશની રજૂઆત થાય છે.

દરેક પાત્ર નાચતું  ગાતુ આવે છે અને વિદાય પણ એ રીતે જ થાય છે. વેશની શરૂઆત પહેલાં ગણપત વગેરે નીકળે છે. એક રાત્રીમાં બે-ત્રણથી માંડી પાંચ સાત જેટલા કે એથીય વધારે વેશ ભજવી શકાય. છેલ્લો ''રામદેવ'' તો સાડા ત્રણ દિવસ સુધી ચાલે છે. વેશોના સિલસિલા બંધ પ્રયોગને એટલે જ ભવાઈ કહેવાય છે.

ભવાઈમાં શુકન, પાયવડું વગેરે પણ અસ્તિત્વ ધરાવે છે. જેમકે રામદેવનો વેશ પૂરો થયે પાયવડું એટલે કે બહુચરમાતાનું ગીત ગવાય, એમાંય નર્તન સંગીત વગેરે હોય, અંબાનું આરાધન થાય જે

બોલાવાય, માતાજીના નામે રામદેવના વેશની રંગલી થાપા મારે બહુચરાજી, અંબાજીમાં એ થાપાની આસ્થાવાળો ૫૦ કે ૧૦૦ રૂપિયા આપે.

ગપણપતિએ પણ આવા ઉત્સવો થતી ભવાઈ રમનારને થાપા માર્યા હોય. છેલ્લે દિવસે રક્ષણના આ ઉત્સવે પ્રેક્ષકો પણ રંગલા પાસે ઉત્સાહથી થાપા મરાવે કેમ કે માતાનો કંકુવરણો એ આશીર્વાદ છે.

મોટે ભાગે દરેક ગામમાં શુકનની પ્રથા હોય છે. સહેજ ફેરફાર હોય પણ દરેક ગામ શુકન તો જુએ જ છે. શુકનને બીજે દિવસે જે ભવાઈ ગામમાં થાય છે તેને કરવઠાની ભવાઈ કહેવાય છે. કરવઠાની એટલે ગામની અને ગામના પાદરદેવની ભવાઈ આ વખતે હવન વગેરે થાય છે.

ભૂંગળ, નરઘો, કાંસીજોડાં, મશાલ એ ભવાઈ રમવાનાં સાધનો છે તે સાધનો સાથે કલાકારો બેસે છે. આ જગ્યાને કેટલીક મંડળીઓ પાળી તરીકે ઓળખાવે છે. એ નિયત કરેલી જગ્યાએ જ દરેક વર્ષે ભવાઈ થાય છે. અને મોટે ભાગે જગ્યાઓ બદલાતી નથી. એવી જગ્યા મંદિર, ચોરો,ભાગોળ કે નક્કી કરેલે સ્થળ હોય.

પ્રારંભમાં મશાલ લઈ ચાચર બાંધવામાં આવે છે. કેટલીક મંડળીઓ તેલની કૂંપીથી ચારખૂણે ચાર સાથિયા અને ચાચર વચ્ચે ત્રિશૂળ, તેલથી કે ઘીથી કરે. આ ચાચર ભવાઈનો નાયત બાંધે છે.

પૂર્વરંગ પુરો થયા પછી જ કંસારો, કાબો (ગંગાપુરી, બ્રાહ્મણ) મિયાંબીબી, પૂરબિયો, વણઝારો, જસમા, મણિબા (સત્યુગ, કળિયુગનો ખેલ) તેજા, ઝંડો જેવા વેશો થાય.

વિવિધ વેશો અલગ પાત્રોવાળા પણ જોવા મળે છે. જેમકે.

- મુસ્લિમ પાત્રોવાળા વેશમાં જૂટણ, ઝંડો, છેલબટાઉ, મિયાંબીબી. પ્રમુખપણે હિન્દુ પાત્રોવાળા વેશમાં વાણિયો, વણઝારો, ભોઈ, પૂરબિયો, ગોવાળ, કજોડા, મૂળચંદનો વરઘોડો, મુખ્ય રાજપૂતવાળા વેશમાં વીકો, રામદેવ, સૂરો વગેરે ધાર્મિક વેશોમાં કાન-ગોપી, પાવૈપુરાણ, કાલકા, અર્ધનારીશ્વર અને પરચૂરણ પાત્રોવાળા વેશોમાં મદારી, જોગણી, કેરબો, લાલવાદી અને ફુલવાદી મુખ્યત્વે હોય છે. કરવડું અને માનતા અથવા જાતરાની ભવાઈમાં ભવાઈ થતી હોય તે વખતે ગામ આગેવાન તેમજ ગામનો પઢિયાર ભૂવો ત્યાં બેસે છે. ગામની પ્રજા પણ આ વેશ જોવા બેસે છે ભવાઈ કરનારના ગુજારા પટે ગામ આગેવાનની જવાબદારી હોય છે.

ભવાઈ રાત્રે શરૂ થાય ને સવારમાં પૂર્ણાહુતિમાં એક કાંટાળિયો (સ્ત્રી બન્યો હોય તે ) માતાજીના બે ગરબા ગાઈ, જે તે દેવસ્થાનના નામની ભવાઈ થતી હોય તે દેવસ્થાનને સામે જઈ, ત્યાં એક બે ગરબીઓ ગાઈ, પગનો ઘૂઘરો છોડી ભવાઈ પુરી કરે છે. કરવઠાવાળા અંબાજી જેવાં સ્થળોમાં કાયમના માણસો હોય છે. જે પાંચ રાત્રી તેમ સવારે નિયમ પ્રમાણે વેશો કરી મંગળ દીપે ઘુઘરો છોડે છે. તે રીતે ભવાઈ પુરી થાય છે. મંગળ દીપે જ વેશભૂષા પહેરવામાં આવે છે. ને તે જ જગ્યાએ ઘુઘરા છોડાય છે. જે સ્વાંગ ઉતરે છે.

મંગળદીવો માટે અંબાજીમાંથી જ્યોતલેવા તેઓ જાય છે. મંદિર સાથે એમન આ સંબંધો પરંપરાથી હોય છે. આ જ્યોત નિયુક્ત કરેલા કાયમી વસુદિયાનેજ લેવા દેવામાં આવે છે બીજાને નહિ.

મંગલદીવાની જયોત એટલે માતાની જયોત, માતાના આશીર્વાદથી એ જ્યોતની પધરામણી કરવામાં

આવે છે. જેને મંગલદીવો કહેવામાં આવે છે. મશાલ વગેરે પણ એ મંગળ દીવાની જયોતમાંથી કરવામાં આવે છે.

અંબાજીમાં ચૈત્ર મહિનામાં સંઘવી શાંતાબેન માણેકલાલનો સંઘ પાંચ રાત્રી નિયમ મુજબ ભવાઈ કરે છે. જોકે કરવઠુ કોઈને પાંચ રાત્રીનું કોઈને ત્રણ રાત્રીનું કોઈને એક રાત્રીનું હોય છે.

માણસો બાધા રાખે છે. ભવાઈ રમવા ભવાયાઓને નિમંત્રણે છે. આ સંદર્ભે રમાતી ભવાઈને માનતાની અથવા જાતરાની ભવાઈ કહેવાય છે.

અંબાજી જેવા સ્થળોએ પ્રવાસી ટુકડીઓ ગાતી, માતાજી પાસે જઈ ભૂંગળો વગાડી ગરબીઓ ગાઈને દર્શન કરે છે ને તે રાત્રે જાતરની ભવાઈ કરે છે. વિસનગરના પાટીદારો વગેરે દર ઉનાળાની ચૈત્રી પુનમે આવે છે. અને તેરસ, ચૌદશ તેમ પુનમે ભવાઈ કરે છે. પુનમે શરૂ કરેલી ભવાઈ એકમે પણ સવારના અગિયાર સુધી ચાલે છે. રામદેવનો વેશ પુરો કરી થાપા મારી ઉતારે મુકેલા મંગલ દીવા પાસે માતાજીની છેલ્લી ગરબીઓ ગાઈ ઘુઘરા છોડે છે. ત્યાં જાતર પુરી થાય છે.

વેશોમાં ઉત્તમ પ્રકારનું સાહિત્ય મળી આવે છે. વિવિધ ભાષાઓ, બોલીઓનો એમાં છૂટથી ઉપયોગ થયો છે. વિવિધ રસોને તેમાં બહેલાવવામાં આવ્યા છે. શૃંગાર અને હાસ્ય વિશેષ વિકસ્યો છે. સચોટ રીતે જીવનનું દર્શન કરાવતી આ કલાએ સામાજીક બદીઓ ઉપર અસકારક પ્રહાર કરવા હાસ્યરસના હથિયારનો ઠીક ઠીક ઉપયોગ કર્યો છે.

ભવાઈમાં જૂઠણ યાને નટવાના વેશના આધારે અસાઈત ઠાકરે ટૂંકા ટૂંકા વેશો કે આખ્યાનો એક સળંગ

ગ્રંથ રચ્યાનું કહેવાય છે. દંતકથાઓ, દુહાઓ તેમજ અસાઈતની સ્તુતિઓને આધારે એણે એટલે કે અસાઈતે ૩૬૦ વેશ લખ્યાનું મનાય છે. સુધાબહેન દેસાઈએ ભવાઈના કુલ ૭૨ વેશો નોંધ્યા છે. જેમાં અસાઈતના લખેલા વેશો ઓછા છે. ગણપતિ જેવા વેશોમાં રામશંકર અને રત્નશંકરનો ઉલ્લેખ છે. કવિ ગદનો રામદેવ વેશના સર્જક તરીકે ઉલ્લેખ છે. ગોપાળ નાયકે ઢેડનો વેશ, માંડળ નાયકે ઝંડા-ઝંલણ જેવા વેશ રસ્યાનો ઉલ્લેખ જે તે વેશમાં જોવા મળે છે. મિયાં બિબી એ વેશ હરજીવન નાયતનો રચેલ છે. મડમ, પારસી જેવા વેશોના મહેશ ચોકસી કરેલા ઉલ્લેખો પણ સુધાબહેને સ્વીકાર્યા છે. આ ઉપરાંત ''ભાવે ભાવાર્થ'' મુજબ ભવાઈના કુલ ૪૨ વેશો અને ૩૬૦ પાત્રો હોવાનું પણ સૂચન છે. આ ૪૨ વેશમાં એક ગરબો અને બાકીના ૪૧ વેશમાં કુલ ૩૫૯ નિશ્ચિત સ્વાંગ પાત્રો છે. આમ હજુ પણ ભવાઈના વેશ પાત્રોનો કેટલા છે. એ નક્કી કરવું અઘરૂ જણાય છે.

ભવાઈ એ ગુજરાતની પોતાની કહી શકાય એવી કલા છે એ ઉપાસના પ્રકાર પણ છે. દેવીની આગળ બહુધા નવરાત્રી દરમ્યાન આ કલા ભજવાય છે. ભવાઈ એ નામ પરથી જ સમજાય જાય છે કે તે ખેલવા યોગ્ય છે એટલું જ નહિ તે આજ સુધી રમાતી, ખેલાતી આવી છે.

પાનસરવાળા કા'ભાઈના કેરબાના વેશની કેટલીક પંક્તિઓ દસેક મિનિટ રંગલા સાથે સવાલ - જવાબ તેમજ પાંચેક મિનિટના ગાયક દ્વારા રજુ થતું ગીત જે બેડાનો વેશ તરીકે પણ ઓળખાય છે.

મારું સોનાનું બેડું ગોવાલડી રે લોલ
અમે સરવર પાણી ગ્યા'તા ગોવાલડી રે લોલ

મારી રૂપલા ઉઢાણી ગોવાલડી રે લોલ
પારે વણઝારાનો બેટો ગોવાલડી રે લોલ
અમને એવા કાકર માર્યા ગોવાલડી રે લોલ
મારા ઠાલા બેઠાં ઠમકે ગોવાલડી રે લોલ

**મુલાકાતોની તારીખો અને સમય**

(૧) ૦૪/૦૭/૨૦૧૨ સવારે ૧૦.૦૦
(૨) ૨૨/૦૭/૨૦૧૨ સવારે ૦૯.૦૦

**મુલાકાતો આપનાર :**

(૧) નાયક વિનોદકુમાર નરસિંહભાઇ
(૨) નાયક રમેશભાઇ નાનાભાઇ
(૩) નાયક મણીલાલ પુનમચંદ
(૪) નાયક મહેન્દ્રભાઇ
(૫) નાયક વિનોદભાઇ મોહનભાઇ
(૬) નાયક રમણભાઇ સબુરભાઇ

(પ્રમુખ-નાયક સમાજ ચેરીટેબલ ટ્રસ્ટ)

(૭) નાયક રાકેશકુમાર જેઠાભાઇ

(૮) નાયક સુરેશભાઇ છગનભાઇ

(૯) નાયક નાથાભાઇ વીરાભાઇ

**સંદર્ભઃ**

ભવાઈ : સ્વરૂપ અને લક્ષણો
લેખક : કૃષ્ણકાંત ઓ-કડકિયા
શ્રી સયાજી સાહિત્યમાળા પુસ્પ-૩૭૨
પ્રકાશકઃ ડૉ, મુકુંદ લાલજી વાડેકર
ઉપનિયામક, પ્રાચ્યવિદ્યા મંદિર
મ.સ. વિશ્વવિદ્યાલય વડોદરા
આવૃત્તિ-૧૯૯૬
મૂલ્ય : રૂ.૧૯૩